# દાલચીવડાનું હાસ્ય દફતર

લેખક અને પ્રકાશક :
ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા
તંત્રી : 'શારદા'

સોલ એજન્ટસ :
પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી, વડોદરા

મુદ્રણસ્થાન : શ્રી સૂર્યપ્રકાશ પ્રિન્ટીગ પ્રેસ :
પાનકોર નાકા : : અમદાવાદ
મુદ્રક : મણિલાલ કલ્યાણદાસ પટેલ.





પહેલી આવૃત્તિ

સંવત ૧૯૯૬ પ્રત ૧૧૦૦ સને ૧૯૪૦

કિંમત રૂા. ૧-૮-૦



રાજ્યરત્ન રાજમંત્રી શ્રી નાનજીભાઈ કાલીદાસ મહેતા

એમ. બી. ઈ.

# અર્પણ

મારા હાસ્ય-રમુજ અને કટાક્ષના વાર્તા સાહિત્ય તરફ સદૈવ આદરભાવે જોનાર મારા મિત્ર આફ્રિકાના મશહૂર શાહ સોદાગર રાજ્યરત્ન રાજમંત્રી શ્રી. નાનજીભાઈ કાલીદાસ મહેતા એમ. બી. ઈ. ને આ "હાસ્ય દફતર" અર્પણ કરતાં મને આનંદ થાય છે.

— રાયચુરા.

# શ્રી ૧।

દફતરની શરૂઆતમાં શ્રી ૧। લખાવું જોઈએ એવો જૂનો રવૈયો છે. આ 'હાસ્ય દફતર'ની શરૂઆતમાં પ્રસ્તાવના, ભૂમિકા, બે બોલ, આદિવચન એવાં એવાં મથાળાંઓ કરવાને બદલે શ્રી ૧। એ મથાળું કરવાથી એ રવૈયો સચવાશે.

દાલચીવડા નામે મેં હાસ્ય–રમુજ અને કટાક્ષની વાર્તાઓ શા માટે લખવી શરૂ કરી, કયારે શરૂ કરી, દાલચીવડા નામ કોણે પાડયું એ સર્વ હકીકત 'દાલચીવડાની દસ વાર્તાઓ' નામક મારા પુસ્તકમાંથી મળી આવશે. 'દાલચીવડા' કોણ છે એ પ્રશ્ન હવે પૂછવાનો રહ્યો નથી કારણકે આજે હાસ્ય–રમુજ અને કટાક્ષના ક્ષેત્રમાં દાલચીવડાનું નામ હવે અજાણ્યું નથી.

ગુજરાતી ભાષામાં હાસ્ય રસનું સાહિત્ય પ્રમાણમાં થોડું છે એમ કેટલાકો કહે છે. અને એ વાત પણ સાચી છે કે હાસ્ય રસને નામે કેટલાક બીજા રસ આજે પોષાઈ રહ્યા છે. ચેનચાળા કરવા, ભાષાને મરડીને ખોટા ઉચ્ચાર કરી હસાવવાનો પ્રયત્ન કરવો, બોલતી વખતે મોઢું બગાડી લોકોને હસાવવાની નેમ રાખવી આવી આવી અનેક રીતે 'હાસ્ય રસ'ની સામગ્રી આપવાના કેટલાક પ્રયત્નો

થયા છે અને થાય છે. એનાથી લોકો હસે છે અને બે ઘડી મોજ પણ માણે છે. પણ જેને હાસ્ય રમુજ અને કટાક્ષનું સાહિત્ય કહી શકાય એવું મૌલિક સાહિત્ય આપણે ત્યાં બહુ જ ઓછું છે.

પરભાષાનાં હાસ્યરસનાં પુસ્તકોપરથી, પરભાષામાં આવતા હાસ્યરસના લેખોપરથી ભાષાંતરો કે રૂપાંતરો ગુજરાતી ભાષામાં આજે ઘણે ભાગે હાસ્યરસના સાહિત્ય તરીકે સ્થાન પામી ચૂકેલ છે. એમ તો નજ કહી શકાય કે સર્વ લેખકો ભાષાંતરો અને રૂપાંતરો પાછળ ભમે છે પણ મોટે ભાગે ગુજરાતી હાસ્ય રસનું સાહિત્ય પરભાષાના રસથાળની જ રસસામગ્રી છે.

'દાલચીવડાની દસ વાર્તાઓ,' 'દાલચીવડાનો દાયરો,' 'રાયચુરાની રસમસ્તી' એ હાસ્ય રમુજ અને કટાક્ષનાં અત્યાર સુધીમાં બહાર પડેલાં મારાં ત્રણ પુસ્તકોમાં કુલ બેતાલીસ વાર્તાઓ આવી છે. એ દરેક વાર્તા આપણા દૈનિકજીવનના પ્રસંગો પરત્વે છે. આપણી સમક્ષ રોજની દિનચર્યામાં ઝીણવટથી જોનારને હાસ્ય રમુજ અને કટાક્ષના ઘણા પ્રસંગો મળી આવશે. એ પ્રસંગો આપણા પોતાના જ હોવાથી પ્રથમ દૃષ્ટિએ આપણે એના તરફ દુર્લક્ષ આપીએ છીએ પણ જો બરાબર લક્ષ આપવામાં આવે તો આપણે પોતે એ પ્રસં-ગમાંથી હાસ્ય રમુજ અને કટાક્ષનાં રંગછાંટણાથી રંગાઈ જઈએ છીએ. આ 'હાસ્ય દફતર'માં આવેલી સથવારો, ટેલીફોન, મહાસભાની જાતરા, કામચલાઉ મહંત વગેરે વાર્તાઓ એની સાક્ષીરૂપે ખડી રહેશે. 'દાલચીવડાની દસ વાર્તાઓ', 'દાલચીવડાનો દાયરો' 'રાયચુરાની રસમસ્તી' એ ત્રણે પુસ્તકોમાંથી પણ આ પ્રકારની વાર્તાઓ મળી આવશે.

પરભાષાની એકેય વાર્તા આ પુસ્તકમાં ન હોય છતાં એટલું કબુલવું જોઈએ કે લોકસાહિત્યના અદના અભ્યાસક તરીકે આ હાસ્ય રમુજ ને કટાક્ષની વાર્તાઓમાં 'મૂળજીભાઈના મૂળા' 'માલપુઆ,'

'તણુખાયો' એ પ્રકારની લોકજીવનના પ્રસંગોની વાર્તાઓ મેં રજુ કરી છે. એ વાર્તાઓ માટે મોટે ભાગે મારે મારા ચારણ બેરૂબંધોનો આભાર માનવાનો છે. લોકસાહિત્યના કુબેર ભંડારી સમા રાજકવિ શ્રી મેધાણુંદ ખેંગાર અને રાજકવિ શ્રી મેરૂભા મેધાણુંદ, હાસ્ય રસના અજોડ વાર્તાકાર કવિ શ્રી પીદાભાઈ સુરૂ અને વડિયાના રાજકવિ શ્રી કાનજી ગગુભાઈ એ સર્વ મિત્રોના વાર્તા ભંડારો મારે માટે પ્રેમભાવે સદાય ખુલ્લા રહે છે અને એ ભંડારોનાં રત્નો આ આ રીતે હું પ્રકાશમાં મૂકું છું.

આ 'હાસ્ય દફતર'માં ' મહારાજ શ્રી લક્ષ્મીલાલજી, 'વેદીઓ' ' જૂની નવી ' 'વૈભવ : વિલાસ : વિરામવર્મ' 'બીજવર' 'પ્રોફેસરની પ્રોફેસર' ' મુંબાઈનો મહેમાન ' એ સર્વ વાર્તાઓદ્વારા નજર આગળ રમતા દેશ અને સમાજના પ્રશ્નો મળી આવશે. પરદેશના હાસ્યરસની મઢમડીને ચોળી ચણીયો ને પાટલીના ઘેર વાળી બનાવવા કરતાં, નજર આગળ જે રોજ દેખાય છે એ એમનું એમ રજુ કરવામાં ગુજરાતી ભાષાના હાસ્ય રમુજ અને કટાક્ષના સાહિત્યની સાચી સેવા થઈ શકશે એવી મારી માન્યતા છે. આ 'હાસ્ય દફતર' એવી જો કંઈક સાહિત્ય સેવા સાધશે તો મને સંતોષ થશે.

આ હાસ્ય દફતરને સચિત્ર કરવાનું માન મારા ચિત્રકાર મિત્રો શ્રી કલાબ્ધિ, શ્રી ફીગસ અને શ્રી કલાકાન્તને ફાળે જાય છે. બસ હવે વાંચો અને હસો.

રાવપુરા—વડોદરા
રામનવમી—સંવત ૧૯૯૬

ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

# અનુક્રમ

## શ્રી. ગોકુલદાસ દ્વા. રાયચુરાનાં બીજાં પુસ્તકો

### લોક સાહિત્ય :

| | | | |
|---|---|---|---|
| સોરઠી વીરાંગનાની વાર્તાઓ : | [ સચિત્ર ] આવૃત્તિ બીજી | | રૂ. ૨—૦—૦ |
| સોરઠી લોકવાર્તાઓ : | [ સચિત્ર ] | | ૧—૧૨—૦ |
| કાઠિયાવાડની લોકવાર્તાઓ : | [સચિત્ર] આવૃત્તિ બીજી | | ૧—૮—૦ |
| વ્યાસજીની વાર્તાઓ : | [ સચિત્ર ] | | ૧—૮—૦ |
| ગ્રહરાજ : | ,, | ,, | ૧—૮—૦ |
| મહિપાળદેવ : | ,, | | ૨—૮—૦ |
| સોરઠરાણી : | ,, | ,, | ૧—૮—૦ |
| નગાધિરાજ : | ,, | ,, | ૧—૮—૦ |
| કુળદીપક : | ,, | ,, | ૧—૮—૦ |
| સોરઠપતિ : | ,, | ,, | ૧—૮—૦ |
| સોમનાથની સખાતે : | ,, | ,, | ૧—૮—૦ |
| નવલખ સોરઠ | ,, | | ૧—૮—૦ |
| રસિયાના રાસ : | ,, | લોકગીતો | ૧—૦—૦ |
| દુહાની રમઝટ | ,, [સામસામા બોલવાના ૫૦૦ દુહા] | | ૧—૮—૦ |
| કાઠિયાવાડી દુહા | સિલકમાં નથી. | | ૧—૦—૦ |

### સામાજીક નવલકથાઓ :

| | | |
|---|---|---|
| સ્નેહપૂર્ણા : | [ સચિત્ર ] | ૩—૦—૦ |
| પ્રેમલીલા : | ,, | ૧—૪—૦ |

**નવલિકાઓ :**

| | | |
|---|---|---|
| રાયચુરાની રસીલી વાર્તાઓ : [ સચિત્ર ] આવૃત્તિ બીજી | | ૧—૮—૦ |
| રાયચુરાનાં રસકથાઓ : | [ સચિત્ર ] | ૧—૮—૦ |
| ગાંધીયુગની વાર્તાઓ | ,, | ૦—૧૨—૦ |

**હાસ્ય-રમુજ-કટાક્ષ :**

| | | |
|---|---|---|
| હાલચીવડાની દસ વાર્તાઓ : [ સચિત્ર ] આવૃત્તિ બીજી | | રૂા. ૧—૮—૦ |
| હાલચીવડાનો હાયરો | ,, | ૨—૮—૦ |
| રાયચુરાની રસમસ્તી | ,, | ૨—૮—૦ |

**કાવ્યો : ગીતો :**

| | | |
|---|---|---|
| રાસ મંદિર : | [ સચિત્ર ] આવૃત્તિ બીજી | ૧—૦—૦ |
| કૂચગીતો : | ,, | ૦—૧૨—૦ |
| નવગીત | સિલકમાં નથી | ૦—૬—૦ |
| સંગીત લહરી | | ૦—૮—૦ |

**અંગત વિચારો : ગદ્ય :**

| | | |
|---|---|---|
| પારેવાં | સિલકમાં નથી | ૦—૬—૦ |

શ્રી 'રાયચુરા'ના પુસ્તકોના સોલ એજન્ટસ:

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિ. વડોદરા.**

# રાયચુરાનું હાસ્યરસનું નવું પુસ્તક

## રાયચુરાના હાસ્યરસનાં પુસ્તકો માટે આ એકજ અભિપ્રાય બસ છે.

**દાલચીવડાનો દાયરો:**—લેખક અને પ્રકાશક શ્રી ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા; તંત્રી 'શારદા', સોલ એજન્ટસ: પુસ્તકાલય સ. સ. મંડળ લિ. રાવપુરા વડોદરા; કિંમત રૂ. ૧-૮-૦

'દાલચીવડા'ના લેબાસમાં શ્રી. રાયચુરાની હાસ્યરસની વાર્તાઓનો પહેલો સંગ્રહ 'દાલચીવડાની દસ વાર્તાએ' રૂપે પ્રગટ થયા પછી તેઓએ ગુજરાત સમક્ષ તેવો જ બીજો વાર્તાઓનો આ સંગ્રહ રજુ કર્યો છે. ગુજરાતી સાહિત્યમાં આંગળીને વેઢે ગણાતા હાસ્યરસના લેખકોમાં 'દાલચીવડા'ની બાની અનોખી છે. વિશિષ્ટ ભાત પાડનારી તે વાર્તાઓ ખડખડાટ હસાવવા કરતાં વાંચકોને મૂછમાં જ હસાવવાનું પસંદ કરે છે. આ વાર્તાઓમાં હાસ્યરસ પણ ઉંચી જાતનો છે. હાલમાં ગુજરાતી સાહિત્યમાં એક બે કહેવાતા હાસ્યરસના લેખકો જેમ પોતાના હાસ્યરસને અશ્લિલતાની છાયા આપી પીટકલાસને રંજન કરનારૂં સાહિત્ય પીરસી રહ્યા છે, તેથી તદ્દન નિરાળી ઢબમાં અને કુટુંબમાં અબાલવૃદ્ધ સૌ કોઈના હાથમાં વગર સંકોચે મૂકી શકાય તેવી જાતનું 'દાલચીવડાનું' મનોરંજક પીરસણ છે અને તે ઉપરાંત કટાક્ષ, રમુજ અને હાસ્યરસની આંતર્ગત મીઠી લ્હેઝત તેમાં સમાયલી છે. આ સંગ્રહની પ્રથમ વાર્તા 'વંકાજીભાઈનું સરામણું' એ જીલ્લએખાતાંઓના આંધળા અનુકરણપર અને 'અક્કલવંતનો અખાડો' એક ભજવાઈ ગયેલા કે ભજવાતા રાજકીય 'નાટક' પર સીધા પ્રહારો છે. 'શરમાશો નહિ' અને બીજી બે ત્રણ વાર્તાઓ સમાજ જીવનના કેટલાક બફાણાંઓનો ચિતાર તથા 'અધિપતિ: એક પ્રાણી' સત્ય વસ્તુનું કટાક્ષમય આલેખન છે. એ વસ્તુ નિર્વિવાદ છે કે ખડખડાટ હસાવનારી વાર્તા લખવા કરતાં મૂછમાં હસાવનારી વાર્તાઓનું લેખન કઠીણ છે અને તેમાં રા. રાયચુરાએ ખરેખર સુંદર ભાત પાડી છે. 'દાલચીવડા'ની ૧૦ વાર્તાઓની જેમ આ સંગ્રહને પણ ગુજરાત સુંદર સત્કાર આપે તો નવાઈ નહિ. આ સંગ્રહમાં જાણીતા ચિત્રકારો શ્રી કનુ દેસાઈ, પંડિત, શ્રી કલાબ્ધિ તથા શ્રી હરિલાલ ત્રિવેદીનાં ચિત્રો પણ અપાયાં છે. આમાં શ્રી રવિશંકર પંડિતનાં ચિત્રો બીજાઓ કરતાં એકંદરે પ્રસંગને વધુ બંધબેસતાં દોરાયાં છે. 'દાલચીવડા'ની હાસ્યરસની સળંગ સીરીઝની આગાહી કરતાં આ સગ્રહ માટે શ્રી. રાયચુરાને અભિનંદન આપીએ છીએ. **'પ્રતાપ'**

# દાલચીવડાની દસ વાર્તાઓ

દાલચીવડાની વાર્તાઓ અગાઉ માસિકો વગેરેમાં આવેલી ત્યારે વાંચેલી તેમાંનો હાસ્યરસ તે વખતે સારો એટલે યોગ્ય રીતે ખીલવેલો છતાં ઠાવકી રીતે ગોઠવેલો લાગેલો દાખલા માટે 'બાની વહું' એ વાત લો. એમાંના હાસ્યરસનો હેતુ છે; તે બે પ્રકારનો એક બાળલગ્ન પર કટાક્ષ, પણ બીજો માંહ્યનો હેતુ, આપણી લગ્ન પ્રથાનું સમજાવવાને અમને જણાયો. ગમે તે હો, પણ રાયચુરા જેવા સમારંજન કરનાર ભકત ગાયક અને ઠાવકા લેખક આટલા હળવા લખાણમાં ફાવી શકે એ જાણી અમને આનંદ થયો છે.

'સાહિત્ય' ડીસેમ્બર ૧૯૨૯

× × ×

"વાંચતાં બે ઘડી ગમત આપે તેવી છે. વાર્તાઓ મનુષ્ય સ્વભાવ, દેશસ્થિતિ અને આપણી ખામીઓનું ઠીક ભાન કરાવે છે.

"મુંબઈ સમાચાર" તા. ૨૩-૧૧-૨૯

# દાલચીવડાનું હાસ્ય દફતર

## સથવારો

" કાં, માને દેશમાં મોકલવાં છે!"

" કાંઇ છુટકો છે? આમ ને આમ જો આંહી મુંબઈમાં રાખીશું તો મા સોનાપુરમાં કાલ જતાં હશે તો આજ જશે."

" ખબરદાર, જો મારી સાસુ માટે એમ બોલ્યા છ તો." કમળાએ પોતાના પતિ સામે છણકો કર્યો.

" તારી સાસુ પણ મારી મા તો ખરીને!" રતીલાલ બોલતાં બોલતાં હસી પડયો.

" મા પર હેત હોત તો કયારના દેશમાં મૂકી આવ્યા હોત. બીચારાંનાં સંધીવાથી પગ ઝલાઈ ગયા અને ખાટલાવશ થયાં તોય હજી તમારી આંખ ઉઘડતી નથી."

"પણ હું શું કરૂં, મારી મીઠી. તું જોઇ ને કે શેરબજારની હાલત હમણાં કેટલી ડામાડોળ છે."

"એ મીઠીબીઠીનાં ટાયલાં મૂકી દ્યો. માને જલદી દેશ ભેળાં કરો તો મને સુખ થાય. અને આપણા જગજીવનભાઈ આવતી કાલે દેશમાં જાય છે એમની હારે મોકલી આપો."

"જગજીવન માને તેડી જશે?"

"શું કરવા નહિ તેડી જાય? એ તો બીચારા ભલા ભોળા અને પ્રેમી માણસ છે. તમારા જેવા કાંઈ નઠોર નથી કે સગી માને મૂકવા જવાની ફુરસદ ન મળે."

"તારી વાત સાચી છે. જગજીવન ભલો ભોળો પ્રેમી છે, પણ માની હાલત એવી છે કે એને લઈ જવાં એમાં બહુ મુસીબત છે."

"મુસીબત શાની? દામ કરે કામ અને લુંડી કરે સલામ. ખરચ થાય ઈ એને આપજો એટલે પત્યું."

"ખરચ બરચ તો ઠીક. પણ મા ચાલી શકતાં નથી. એને ખુરશી ઉપર બેસાડીને જ લઈ જવાય અને ગાડી બે ઠેકાણે બદલે છે ત્યાં એ જગજીવનને ત્રાસ પડે એનું શું?"

"એક આરામ ખુરશી ભેળી આપો એટલે મજુરો ઉપાડીને માને બીજી ગાડીમાં બેસાડી દેશે. મજુરી વધારે પડે એટલું જ ને?"

"પણ મા એમ જશે ખરાં?"

"હાલોને હમણાં જ સમજાવીએ."

બન્ને પતિપત્ની ઉતાવળે માના ઓરડામાં આવ્યાં. માની તબીયત આમ તો હતી પતકાળા જેવી. મોઢા ઉપરથી માને કોઈ માંદાં ધારે જ નહિ. રોટલા પણ દર ટંકે સવાત્રણ ચઢાવી જાય. માત્ર માના બે પગ સંધીવાથી ખોટા થઈ ગયા હતા.

રતીલાલ અને કમળા બન્ને ડોશીમાના ઓરડામાં આવ્યાં ત્યારે મા શિહોરી છીંકણી નાકમાં ચઢાવતાં બેઠાં હતાં.

"કાં રતીઆ, હવે તો હું દવા કરી કરીને થાકી. કાં દેશમાં મૂકી આવ અને કાં પાવલાનું અફીણ લાવી દે. હવે આ પગનું દુઃખ મારાથી ખમાતું નથી."

"સાસુજી, અમે એટલા માટે જ તમારી પાસે આવ્યાં છીએ. જોને આપડા મંચ્છી કાકીના જગજીવનભાઈ કાલે દેશમાં જાય છે."

"જગજીવન જાય છે? તો તો માડી રતીઆ મને એની સાથે મોકલ. સથવારો બહુ સારો."

"પણ મા, થોડાક દિ ખમી જાઓ તો હું સાથે આવીશ."

"તું આવે નહિ ને કંઈ થાય નહિ. તારા શેરના અધશેરીયા ને પાશેરીયા થયા જ કરવાના. આવીશ આવીશ કહીને બે વરસ આમ ને આમ વિતાવ્યાં. કેમ વહુ ખરી વાત ને? કેમ કંઈ બોલતી નથી!"

"હા, મારાં ગરીબ બીચારાં સાસુ દુઃખીના દાળીયાં થઈ ગયાં તોય તમારી આંખ ક્યાં ઉઘડે છે?" કમળાએ કૃત્રીમ ડુસકું ભર્યું.

"પણ મા, તમને જગજીવન સાથે ફાવશે?"

"જગજીવનની તો વાત કર માં. એની માએ દુધ પીને એને જણ્યો છે. એવા દિકરા થાય! મને તો એની સાથે બહુ ફાવશે."

"ત્યારે હું હમણાં જ જાઉં છું. અને બધી તજવીજ કરી આવું છું."

"પણ જો રતીઆ, મારે માટે થોડાક કુરમૂરા—થોડાક એલચીદાણા, થોડાં ગુલાબજાંબુ, થોડો ગોવિન્દાશ્રમનો હલવો, થોડી બરફી એ બધું લેજે હોં." ડોશીએ બોલતાં બોલતાં પોતાના હોઠ ચાટ્યા.

( ૨ )

"કાં, જગજીવનભાઈ, ઘરમાં છો કે?"

"કોણ એ ?"

"એતો હું છગન."

"હા, આવો આવો, છગનભાઈ આવો." જગજીવને ઉઠીને બારણાં ઉઘાડયાં.

"કાં તૈયારી ચાલે છે ના ?"

"હા સવારની ફાસ્ટમાં ઉપડવું છે એટલે અટાણે બાંધી ચીંધી લેવું જોઈએ."

"ક્યાં ગ્યાં મારા ભાભી સાહેબ ?"

"એઈ, આ છગનલાલ બોલાવે છે." તુર્ત જ રસોડામાંથી રળીયાત દુવાલે હાથ લુછતી લુછતી બહાર નીકળી.

"આવો છગનભાઈ આવો. હું જરા મુસાફરી માટે ભાતું તૈયાર કરતી હતી."

"ભાભી સાહેબ, થોડુંક ભાતું વધારે તૈયાર કરજો. મારા ચમનની વહુ તમારે સથવારે આવે છે."

"ભલે આવે." રળીયાતે હસતે હસતે ડોકું હલાવ્યું.

"તમારા જેવો સારો સથવારો હોય એટલે મને ચિંતા નહિ. જુવાન વહુને બીજા કોઈની હારે મોકલવાં કોઈ રીતે પાલવે તેમ નથી."

"ફીકર નહિ, વહુને હું એની માને બરાબર હાથોહાથ સોંપી દઈશ." રળીયાતે પાનસોપારીની તબક છગનલાલ સમક્ષ મૂકી.

પાન ખાઈ વહુનું નક્કી કરી છગનલાલ રવાના થયો અને જગજીવને રળીયાત સામે ડોળા કાઢયા.

"તારામાં યે તારી મા મીઠું નાખતાં ભૂલી ગઈ લાગે છે. તેં શા માટે એને હા પાડી ? ઓલા રૂપજીનો દીકરો આવે છે–મણીલાલની માસી આવે છે, કનુભાઈનો કાકો આવે છે, મોહનલાલની વહુ આવે

છે અને તેમાં વળી આ નવો ઉમેરો કરવા તું ક્યાં બેઠી! સથવારાનો તારે સંઘ કાઢવો છે?"

"પણ એટલા ભેળું એક વધારે. ચોખા ભેળા જેમ મગ હોય અને મગમાં જેમ કાંકરા હોય એમ આ બીચારી એક વહુ તમને શું નડવાની છે?"

ફરીવાર બારણું ઠોકાયું. અને "જગજીવન" ની બુમ સંભળાણી.

કચવાતે મને જગજીવન ઉઠ્યો અને બારણું ઉઘાડયું.

"કાં જગજીવન, સવારની ગાડીમાં ચોક્કસ જવું છે ના!"

"હા શેઠ, આવો આવો."

"જોને જગજીવન, મારા ભાઈની એક નોકર બાઈ છે એને દેશમાં તેડી જવી છે. હું સથવારો શોધતો જ હતો. એટલામાં સાંભળ્યું કે તું જાય છે તો હવે તું એને તારી સાથે લઈ જજે."

"જરૂર, જરૂર."

"કયા સ્ટેશનથી બેસવાના છો?"

"બોમ્બે સેન્ટ્રલથી બેસીશ."

"હું મારી મોટરમાં એને......"

"કાં જગજીવનભાઈ?"

"આવો, આવો આવો રતીભાઈ."

"કાં શેઠ, ઓળખો છો?" રતીલાલે જગજીવન સાથે વાત કરતાં કરતાં શેઠ સામે હાથ જોડયા.

"હું ઓળખાણ આપું. આ રતીલાલ છે ના—એ શેર બજારના એક જાણીતા દલાલ છે."

"હા હા......હા, ઓળખ્યા બરાબર. તે દિવસે ફાજલના શેર વેચાવ્યા'તા ઈજ ના?"

"હા એજ. કેમ રતીલાલ અત્યારે આવવું થયું?" જગજીવને દિવાના તેજમાં રતીલાલ સામે આંખ્યો ફેરવી.

"શેઠ સાહેબ, વાત ચાલતી હતી એ તો પુરી કરી લ્યો."

"કંઈ ખાસ વાત નથી. એ તો એમની નોકર બાઈને સવારે મોકલવી છે એટલા માટે આવ્યા છે."

"હું પણ એટલા માટે જ આવ્યો છું. માને તારા સથવારે મોકલવાં છે."

"ખુશીથી. પણ માની તબીયત કેમ છે?"

"તબીયત તો નરવાં ચીભડાં જેવી છે."

"પણ પગે કંઈ દરદ હતું ને?"

"એને કંઈ દરદ કહેવાય. એ તો દરદડી-આજે પગ દુઃખતા હોય ને કાલે સારા હોય."

"લે જગજીવન, હું રજા લઉં છું." પ્રથમ આવેલા શેઠ ઉઠયા.

"હું પણ જાઉં છું. સવારે માને લઈને સેન્ટ્રલ સ્ટેશને આવીશ."

બન્ને જણ ઉતાવળે રવાના થયા અને જગજીવનનાં ગૃહદેવી રસોડામાંથી બહાર આવ્યાં.

"કાં, મને તો ઓલી બીચારી એક વહુ આવે એમાં ગાળો દેતા હતા અને આ બે વેઠ તમે સ્વીકારી એનું તો કાંઈ નહિને? અમારી માએ અમારામાં મીઠું નાંખ્યું નથી પણ તમારી માએ તમારામાં સાકર નાખી લાગે છે!"

"ગાંડી થા માં ગાંડી. શેઠને ના કહેવાય? રૂની દલાલીમાં મહિને દહાડે બસો ત્રણસો કમાવે અને કોઈ દિ આપણું કામ પડે ત્યારે ના કહેવાય!"

"અને ઓલો રતીલાલ?"

"છ પણ શેરબજારમાં સોનાની નદીયું ચાલતી હોય ત્યારે એમાંથી થોડુંક આચમન આપણને કરાવે છે એ કેમ ભૂલાય!"

( ૩ )

મુંબઈ સેન્ટ્રલપર કાઠિયાવાડ એક્સપ્રેસ જે પ્લેટફોર્મ ઉપર ઉભી હતી ત્યાં વિવિધ પ્રકારનાં દૃશ્યો ખડાં થયાં હતાં. બે હાથનો ઘુંમટો ખેંચીને ચાલતી, કાંખમાં છોકરૂં અને માથે પતરાંની પેટી ઉપાડીને ચાલતી–અડધા ઘુમટામાંથી ધણી સામે મટક મટક મટકાં મારતી સ્ત્રીઓ–ઉપરાંત મોટા આંટીયાળા પાઘડીવાળા ભાયડાઓનું પ્રદર્શન આ ટ્રેન કાઠિયાવાડ જતી હતી એનો પ્રત્યક્ષ પુરાવો આપવા બસ હતું.

જગજીવન પોતાનાં બીસીસ સહિત સ્ટેશને આવ્યો ત્યારે ડઝન સથવારા જેમ ખેડુત વરસાદની રાહ જુવે એમ એની રાહ જોતા ઉભા હતા.

"આ આવ્યા જગજીવનભાઈ." એક બાર વરસના છોકરાએ બુમ પાડી અને આખુંય ટોળું જગજીવન તરફ ધસ્યું.

"જુવોને જગજીવનભાઇ, બાપાને મોતીઓ છે. જરા સંભાળજો હોં."

"અને આ મગનો નાનો છે–જરા તોફાની છે માટે રેલમાં સાચવજો હોં."

"વહુ જરા શરમાળ છે. તે બેન તમે જરા એને ભાતુંબાતું ખવરાવજો હોં."

"મારાં કાકીમાને તાવ આવે છે તે ડાકટરની દવા ભેળી આપી છે. તો બપોરના બાર–સાંજના ચાર અને રાતના આઠ વાગે એને દવા બરાબર પાજો હોં!"

"બેન સાસરે જાય છે તે એની પાસે થોડુંક જોખમ છે માટે એની પેટીનું ખાસ ધ્યાન રાખજો હોં !"

"ભાઈને વાઈ આવે છે તે જરા રસ્તામાં એને જાળવજો હોં."

આવાં આવાં વાક્યોની ઝડી જુદા જુદા દિશાઓ તરફથી જગજીવન ઉપર તુટી પડી.

બધાને "હા" કહેતો જગજીવન ઉતાવળે ટીકીટ ઑફીસ તરફ ગયો અને રળીયાત આ સથવારાનાં લફરાં તરફ જોતી બળી ઉઠી, અને મનમાંને મનમાં બોલી: 'આ લફરૂં તો મારા ધણીનો જીવ લેશે.'

ટીકીટ કઢાવી સામાન તોળાવી જગજીવન પ્લેટફોર્મ ઉપર આગળ વધ્યો અને બેસવા માટે જગ્યાની શોધ કરે છે એટલામાં મજુર પાસે ઇઝીચેરમાં માને ઉપડાવી રતીલાલ ત્યાં આવી પહોંચ્યો.

"જગજીવન, જે ગુરૂદેવ........" ખુરશી ઉપર બેઠેલાં માને જોઈ જગજીવન આભો થઈ ગયો.

"રતીભાઇ, તમે તો કહેતા હતા ને કે માની તબીયત સારી છે !"

"કોણ કહે છે કે માની તબીયત ખરાબ છે. ?" રતીલાલ હસી પડયો.

"પણ જેમ કોઇ ઠાઠડીમાં મુડદું ઉપાડે એમ મજુર આમ ખુરશી ઉપર ઉપાડીને લાવે એ માંદગી નહીં તો બીજું શું ?"

"અરે ભલા ભાઈ. આને માંદગી કહેવાય ? તું માના મોઢા સામું તો જો. કેવાં લાલ ચણોઠી જેવાં લાગે છે."

જગજીવનને ચર્ચા કરવા જેટલી ફુરસદ નહોતી—એટલે મોઢું ભારે કરી તેણે રતીલાલને કહ્યું: "ગાડી બદલાવતી વખતે માને કેમ ફેરવવાં એનો કાંઇ તમે વિચાર કર્યો ?"

"એમાં વિચાર શું કરવાનો છે ? જેમ અહિં મજુરે ઉપાડયાં તેમ ત્યાં ઉપાડશે. મજુરીના પૈસા માની કોથળીમાં ભરી આપ્યા છે."



બોમ્બે સેન્ટ્રલ પર કાઠિયાવાડ એક્સપ્રેસ જે પ્લેટફોર્મ ઉપર ઉભી હતી ત્યાં
વિવિધ પ્રકારનાં દ્રશ્યો ખડાં થયાં હતાં.

"પણ ભલા ભાઇ, રાતને વખતે આ રીતે ફેરવવાં એમાં મુશ્કેલી કેટલી છે!"

"એમાં મુશ્કેલી જેવું શું છે? મામાં કાંઇ બહુ ભાર નથી. બહુ તો સવા બસો રતલ હશે."

વધુ માથાઝીક કરવી જગજીવનને ઠીક લાગી નહીં. એક ખાનું શોધી કહાડયું અને જગજીવન અને એને સથવારે આવેલું આખુંય લશ્કર એની સાથે ગોઠવાયું.

"જો જગજીવનદાસ, તમારો સથવારો બહુ સારો એટલે જ વહુને મોકલું છું હોં."

"આવો સથવારો હોય તો જ રતીલાલભાઇનાં માને મોકલાય ને."

"જગજીવનદાસ બહુ જ ભલા. કોઈપણ કામ હોય તો ના પાડવી એના સ્વભાવમાં જ નથી."

"પણ મારા કાકાને બરાબર સાચવજો હોં, દશ દિવસ પહેલાં કલ્યાણજીભાઇ ભારે મોકલવાના હતા પણ તમારા જેવો સથવારો મળે એટલા માટે જ હું થોભ્યો હતો."

"અને બેનને રામપરડા સ્ટેશને જ ઉતારી દેજો હોં. બેન મુંઝાશે નહિ. જેવો હું છું એવા જગજીવન ભાઈ છે."

ગાડીની સીટી વાગી અને ફરી પાછા "સાચવજો, સાચવજો" ના અવાજો તોપ છુટે એમ છુટયા.

(૪)

બરાબર રેલગાડી વડોદરે પહોંચી ત્યાં રતીભાઇની માના પેટમાં ગુલમવાનો ગોળો ઉપડયો. અને ડોશીએ ચીસો આદરી: "ઓય મા રે–મરી ગઇ રે–જગજીવનભાઇ મને જમરાજા દેખાય છે–એ આવ્યા–કાળા યમનાદૂત. એ આવ્યા," એમ કહેતી ડોશી જગજી-

વનને ગળે ચોટી પડી. ટ્રેન તો આગળ વધીજ રહી હતી અને ડોશીના ધમપછાડા વધતા ચાલ્યા. એટલામાં જેને વાઇ આવતી હતી એ ભાઇને વાઇ આવતાં બેઠક પરથી નીચે ગબડી પડયો.

" જગજીવનભાઇ લ્યો, લ્યો, લ્યો, આ ભાઈ નીચે પડી ગયા."

ડોશીને છોડી જગજીવન એ વાઇના દરદીની સુશ્રુષામાં દોડયો એટલામાં સથવારે આવેલા એક છોકરાને ઉલટી ઉપડી અને રળીયાત કકળી ઉઠી:

" આ તે સથવારો કે સત્યાનાશનો વારો? માળાં એક પછી એક જાણે કેમ જીવ લેવા આવ્યાં હોય એમ પાછળ લાગ્યાં છે."

" અરે જગજીવન, મારે પેટે એક લુગડું ખેંચીને બાંધ, નહિ તો મરી જઇશ હોં?"

જગજીવને ઉતાવળે ઉતાવળે ડોશીને પેટ ખેંચીને લુગડું બાંધ્યું.

" અરે, મરી ગઇ રે મરી. મારે ખરચુ જવું છે."

" તો ચાલો સંડાસમાં." રળીયાતે કરડાકીથી કહ્યું.

" ચલાતું હોત તો મુંબઇ જ ન રહેત. દેશમાં શું કરવા આવત?"

" તો બેસ મારી પીઠ પર અને હું સંડાસે લઇ જાઉં." રળીયાતે કટાક્ષ કર્યો.

" કાંઇ નહિ, કાંઇ નહિ, હવે હમણાં કાંઇ નહિ." ડોશી કટાણું મોં કરીને પડી રહી.

રળીયાત ડોશીના પેટ પર હાથ ફેરવે છે તેટલામાં સથવારે આવેલી બે બાઇઓ બાધી ઉઠી. અને એકબીજીના ચોટલા પકડી ઉભી થઇ ગઇ.

" હં...હં...હં...શું કરો છો?" રળીયાત બોલતી બોલતી ઉભી થઇ ગઇ.

"નખોદ જાય રાંડ શંખણી. મને અભડાવી દીધી. ગાડીમાં એસવું, પણ થુકતાં ય આવડે છે? બધું ય મારા મોઢામાં ઉડયું ને કહું છ તો ગાળ કાઢે છ. લે લેતી જા."

એબીસીનીયનો અને ઇટાલીયનો હાથોહાથ આવી જાય એમ આ જંગ જામી જાત પણ એટલામાં રળીયાત અને જગજીવન બે વચ્ચે આડાં આવીને ઉભાં રહ્યાં.

"જગજીવનભાઇ, ખસી જાવ. એ રાંડને પુરી કરવા દો. મને એણે બહુ ખરાબ ગાળ કાઢી છે." લુહારની ધમણ ચાલતી હોય એમ બોલનારના નાકના ફણા ફફડી ઉઠયા.

"અરે જાળવો જાળવો, તમે તે અમારાં કંઇ લેણદાર છો કે આવી ધમાલ કરો છો. શરમાતાં નથી? તમને સથવારે તેડી આવે કોણ?" વચનરૂપી પાણી છાંટીને આ આગ માંડમાંડ ઓલવાણી ત્યાં બારીમાં ડોકું રાખીને બેસેલ છોકરાના માથા ઉપર બારી પડી: "ઓય બાપલીયા રે," કહી છોકરાએ બુમ પાડી. જગજીવને બારી ઉંચી કરી. જોયું તો છોકરાનું માથું લોહીલોહાણ થઇ ગયેલું હતું.

"કોલનવૉટર છે કે?" રળીયાત સામે જગજીવને ઉતાવળે જોયું.

"આંઇ કોલાંવાટર કેવાં? આંઈ તો કકળાટ વાટર છે."

આવા કકળાટ વચ્ચે ટ્રેન વીરમગામ પહોંચ્યો. એક ગાડીમાંથી બીજી ગાડીમાં ડોશીને ખુરશીપર બેસાડી બદલાવતાં મજુરનો પગ લપસ્યો અને જેમ ફુટબોલ ઉછળે તેમ ડોશી પ્લેટફોર્મ પર પછડાયાં.

"ઓય મા રે મરી ગઇ." ડોશીએ ચીસ પાડી. માણસો એકઠાં થઇ ગયાં.

"કેવો મુરખ માણસ લાગે છે કે આવાં બૈરાંને આવી રીતે મુસાફરી કરાવે છે."

એક પારસી પ્રેક્ષકે પોતાના સાથી સામે જોઇને કહ્યું.

"અરે ! રેલ્વે ડાક્ટરને બોલાવો આ ડોશીના હાથનું હાડકું ખડી ગયું !!!

× × × ×

જગજીવન આ સથવારે આવેલાંઓના લશ્કરને લઇને ભંકુરી પહોંચ્યો અને પોતાના ઘરમાં કાંટામાં પોતે તોળાયો તો એક રાતમાં પોણા સાત શેર એનું વજન ઘટી ગયું.

રળીયાત આ રીતે પતિનું વજન ઘટેલું જોઇ બોલી ઉઠી: "આવા મોઢાના મોળા થશો તો પોણા સાત શું પણ બધાય રતલ ખોઇ બેસશો સમજ્યા ?"

જગજીવન પણ બહુ કંટાળ્યો હતો એટલે બોલી ઉઠયો કે; "આજથી કોઇને પણ સથવારામાં લઉં તો તારો જ દીકરો"






" હાં... એલાવ...
એલાવ...હં...કોણ? કોનું
કામ છે? કોણ મરી ગયું?
હું...? કોણ...? કોણ...?
હા...... તે...... શું છે?
પાડોશીમાં માળામાં રહેતાં
રતનબાઇને ખબર આપું?
હા...શેની? કે...? વાલી ડોશી
મરી ગયાં...! હાં...હા...હા.

કંટાળીને શાન્તિલાલે **પલંગમાં પડયાં પડયાં જ રીસીવર ટેલીફોન પર મૂકયું.**

"કંઇ માણસ છે? રાતના ત્રણ વાગે પાડોશીના માળામાં જઇને રતનબાઇને મારે ખબર આપવા કે વાલી ડોશી મરી ગયાં?" પથારીમાં પડયાં પડયાં શાન્તિલાલે ઘડીયાળ તરફ જોયું તો બરાબર બાર ઉપર ત્રણ વાગ્યા હતા.

અત્યારે રાતે ત્રણ વાગે આવો ટેલીફોન કરનારની મુર્ખાઈ પર તિરસ્કારમાં હસતો શાન્તિલાલ ઉડી ગયેલી નિદ્રાદેવીને પોતાની કરવા આરાધના કરતો હતો તેટલામાં પાછી ' ટનન...ન...ન...... ટ ન ન ... ન...ન—ન ' ટેલીફોનની ઘંટડી વાગી.

"વળી કોણ મુવું છે ?" કંટાળીને શાન્તિલાલે રીસીવર હાથમાં લીધું.

"હં...અલાવ...કોણ હા... ભાઈ...તમે રાતના ત્રણ વાગે પણ સુખે સુવા નહિ દો કેમ ?... હા એમાં મહેરબાની શાની ? હં પણ હવે બોલો...તમારે શું કહેવું છે...? હં ? ? હા. હજુ રતનબાઇને ખબર આપ્યા નથી. અરધાએક કલાક પછી હું અહિંથી બુમ પાડીને ખબર આપીશ. હં...એમ નહિ ?...તો કેમ ? હું જાતે હમણાં જાઉં ? હા અને ખબર આપું કે વાલી ડોશી...હા. રતનબાઇને ઉઠાડીને ઓરડી બહાર બોલાવીને ખબર આપું ? ' એમ ? હં... પથારી પાગરણ અભડાય નહિ. હા. એવી રીતે જાતે...જાઉં...હં..."

કંટાળીને શાન્તિલાલે રીસીવર યંત્રપર મૂક્યું.

ટેલીફોનની આ વાતચીતને પરિણામે નિદ્રાદેવીના ખોળામાં ઝુલતી રસિકા પણ જાગી ગઈ.

"શું છે કોનો ટેલીફોન છે ?" આંખો ચોળતાં ચોળતાં રસિકાએ પોતાના પતિ સામે જોયું.

"મારો કોઈ મુરખનો જામ લાગે છે !"

"કોણુ છે ?"

"કોણ જાણે આ રતનબાઇનો કોઈ સગો લાગે છે."

"શું કહે છે ?"

"એ એમ કહે છે કે વાલી ડોશી મરી ગયાં છે એવા ખબર મારે જાતે જઈને રતનબાઈને ઉઠાડી બીજું કોઇ સાંભળે નહિ તેમ

ધીમે અવાજે ઓરડી બહાર બોલાવીને આપવા. કારણકે ઘરનાં બીજાં માણસો સાંભળે તો બધું અભડાઈ જાય." શાન્તિલાલ બોલતો બોલતો ખડખડાટ હસ્યો.

"પછી તમે શું કહ્યું ?"

"શું કહે ? માથે ઓઢીને સૂઇ જવું બીજું શું ?"

"એમ થાય ! રતનબાઈને ખોટું લાગશે. લ્યો હું ચાલીમાં જઈને રતનબાઈને બોલાવું." રસિકા પથારીમાંથી બેઠી થઇ.

"અરે ઘેલી રે ઘેલી. ટેલીફોન કરનારો અક્કલનો બારદાન છે પણ તું પણ કાં એના જેવી થા ?"

"રતનબાઇનો ને આપણો સંબંધ તો વિચારવો જોઇએ ના ?"

"સંબંધ ગયો હું કહું ત્યાં ! અત્યારે તું એને બુમ પાડે એમાં કેટલાં પાડોશીઓની ઉંઘ બગડે એનો કંઇ વિચાર કર્યો ?"

"હા, માળું ઇ સાચું. ત્યારે તમે જાઓને—જરા કહી આવો..."

"ગાંડી થઈ છો ? અત્યારે ત્રણ વાગે ત્રણ દાદરા આપણા ઉતરૂં અને ચાર દાદર રતનબાઇના ચડું અને આ ટેલીફોનના ખબર આપવા જાઉં એવો હું મુરખ નથી."

"પણ......"

ફરીવાર ટેલીફોનની ઘંટડીએ ઓરડો જાગતો કરી દીધો.

શાન્તિલાલે વળી પથારીમાં પડયાં પડયાં કાને રીસીવર લગાડયું.

"હં...એ...લા...વ ? હં...કોણ ? હં...શું છે ભાઈ ? વાલી ડોશી મરી ગયાં......હાં...એનું શું ? કહી આવ્યા ?...ના...હજુ. ...ગયો.........નથી.........મારો રામો વહેલો આવે છે ને એની સાથે કહેવરાવીશ હો !......હં...હેં...? હં...હમણાં જ જાઉં ? જાતે કહી આવું ? કંઇ તમારા બાપનો નોકર બોકર છું ? હેં......? તે શરમાતા નથી ?......"

પથારીમાંથી રસિકાએ ઉઠી શાન્તિલાલના હાથમાંથી રીસીવર ઝડપી લીધું.

રસિકા પોતાના પતિના સ્વભાવથી સુપરિચિત હતી અને એક વખત જો સ્ટીમ ચડી તો કંઈનું કંઈ કરી બેસશે એમ ધારી એણે આ વાતચીત આગળ વધતી અટકાવી.

(૨)

શાન્તિલાલ દેશમાંથી મુંબાઈ આવ્યો કે તુરત જ શેરબજારમાં એક મિત્ર દ્વારા નોકરી મળી ગઈ. શેરબજાર એ મુંબાઇનું લક્ષ્મીબજાર છે. મુંબાઇમાં લક્ષ્મીનું કોઈ મહામંદિર હોય તો તે શેરબજાર છે. એમાં માણસ જો બરાબર રીતે કામ કરે, જો નસીબદેવી યારી આપે, જો પ્રમાણિકતા પુરેપુરી જળવાય તો માણસનું વજન ૧૧૧ શેર હોય એનું ૧૭૮ શેર થતાં વાર ન લાગે. શાન્તિલાલનું પણ એવું જ થયું. એ ટુંક વખતમાં જ સબબ્રોકર થયો અને લક્ષ્મીદેવીનાં કંકુવર્ણાં પગલાં એને ત્યાં પડવાં શરૂ થયાં. શરૂઆતમાં રસિકા મુંબાઈ આવી ત્યારે એણે મહાલક્ષ્મી માતાની માનતા કરી હતી કે: “હે માતાજી જો પાડોશીને છે એવો કબાટ મારે ત્યાં થાય, ચોથા માળવાળા શેઠને ત્યાં પલંગ છે એવો પલંગ મારે ત્યાં આવે, બીજે માળે પેલા વણીક શેઠને ત્યાં છે એવી તીજોરી મારે ત્યાં આવી વસે, પાડોશના માળામાં છે એવો ટેલીફોન મારે ત્યાં હો......તો તમારા ઉપર સોનાનું છત્તર ચડાવીશ.” રસિકાની આ માનતા ફળી અને થોડા વખતમાં જ ખુરશી, ટેબલ, પલંગ કબાટ, તીજોરી અને ટેલીફોને રસિકાના ઘરમાં દેખાવ દીધો.

શાન્તિલાલની જેમ જેમ ઘરાકી વધવા માંડી તેમ તેમ ટેલીફોનની એને જરૂર લાગી. પરિણામે એણે ટેલીફોન પોતાના નામ પર લીધો. જે દિવસે ટેલીફોન ટેબલ પર મુકયો તે દિવસે રસિકાના આનંદનો પાર નહોતો. એણે તે દિવસે સવારે ઉઠીને ઘરમાં ગણપતીને

તાજાં તાજાં ભૂલેશ્વરથી મંગાવીને પુષ્પો ચડાવ્યાં, આરતી કરી અને લાડુનો થાળ ધરાવ્યો.

આજે રસિકા ખુશી ખુશી હતી. ટેલીફોનના સામે જુએ અને રસિકાનું હૃદય નાચી ઉઠે. આડોશી પાડોશીઓને પણ શાન્તિલાલને ત્યાં ટેલીફોન આવ્યાની ખબર પડી ગઈ.

"કાં શાન્તિભાઈ ટેલીફોન વસાવ્યો ના? કંઈ બહુ ખરચ નથી આવતો અને તમારા જેવા શેર બજારવાળાને તો એક ગ્રાહકની દલાલી..."

"શાન્તિભાઈ ટેલીફોન લીધો એ બહુ સારૂં કર્યું. તમારે તો ટેલીફોન જોઈએ જ."

"ટેલીફોન એ તો આજના ઝડપી વેપારના જમાનામાં એક અગત્યનું સાધન છે."

"હાં, બહુ સારૂં કર્યું હો! શાન્તિભાઈ આપણા માળામાં ટેલીફોન તમારે ત્યાં આવ્યો એટલે હવે અમારે બધાને સગવડ થઈ ગઈ."

આ રીતે સવારના પહોરમાં ટેલીફોનનાં અભિનંદનો શાન્તિલાલને આંગણે વરસવા મંડયાં.

**પહેલા દિવસને પહેલે કલોકે એક સામટા સાત ટેલીફોનદાસોને જોઈ રસિકા અને શાંતિલાલને અજાયબી થઈ.**

"શાન્તિભાઈ જરા ટેલીફોન કરૂં કે?" આમ કહી એક પછી એક, રેલ્વે સ્ટેશને જેમ ત્રીજા વર્ગના મુસાફરો ટીકીટ લેવા આતુર હોય, એમ પડોશીઓ આવી ઉભા.

કોઈને અળસીના ભાવ પૂછવા હતા; તો કોઈને સોના ચાંદીનો બજાર જાણવો હતો; કોઇને રૂ બજારની રૂખ જાણવાની ઇંતેજારી હતી તો કોઇને કાપડ બજારની સ્થિતિથી વાકેફ થવું હતું; કોઈને રાતના નાટકની ટીકીટ રીઝર્વ કરાવવી હતી તો કોઈને મિત્ર સાથે

પાલવે ફરવા જવાનો વખત લેવો હતો. આવી આવી પૂછપરછથી શાન્તિલાલનું ન્હાનકડું ઘર ગાજી ઉઠ્યું.

**પોતાનો વારો કયારે આવે એ માટે દરેકની દૃષ્ટિ જુદા જુદા ભાવે ટેલીફોન કરનારનાં સ્હામે જ હતી.**

જો વાત કરનાર જરા વધારે વખત લ્યે તો બીજાઓના મનમાં ચળવળાટ થતો, કોઇની આંખો ઉંચી ચડી જતી, કોઇ મનમાં બબડતો કે 'આ પાપ હવે પૂરૂં કયારે કરે,' કોઈ વાત કરનાર જલ્દી પુરૂં કરે એ માટે હસીને એની સ્હામું જોઇ રહેતો. આ રીતે કંઇક રંગો આ ટેલીફોન આગળ દેખાતા.

પહેલા દિવસે શાન્તિલાલ અને રસિકાના રાજીપાનો પાર ન્હોતો. પોતાને આંગણે આટલા માણસો—"કેમ ભાઈ ટેલીફોન કરૂં કે?" એમ આજીજીભર્યા સ્વરે પૂછતા આવે એમાં એ ધણીધણીયાણીએ એક પ્રકારનું માન મળતું હોય એમ ગણી પોતાની છાતીને ગજગજ ફુલાવી દીધી.

( ૩ )

"રસિકા! આ શીવશંકર તો આખો દિવસ ટેલીફોન આગળ ઉભો જ છે."

"હા. એને કંઈ ગમ લાગતી નથી. ન જુએ તક કે ન જુએ ટાણું. આપણે શાન્તિથી માંડ બેઠાં હોઇયે ત્યાં વચમાં આવીને 'વન, ટુ, થ્રી, ફોર કરતો ઉભો જ હોય!"

"એને કહી દેજે કે સવારે જ ટેલીફોન કરવાનો મળશે બાકી આખો દિવસ એ રીતે ટેલીફોન કરવો હોય તો જાય પબ્લીક રસ્તા પર—અહિં ન આવે." શાન્તિલાલે ગુસ્સે થતાં રસિકાને સૂચના આપી.

"અને ઓલા વીરજીભાઇને તમે કહેજો. એ પણ બપોરે માંડ હું પરવારીને કોચપર ઝોકું લઉં ત્યારે આવીને "કેમ બેન જરા

ટેલીફોન કરૂં કે ?" એમ કહેતો રોજ ઉભો જ હોય છે" રસિકાએ પણ સહજ કંટાળીને શાન્તિલાલ સમક્ષ પોતાની ફરિયાદ રજુ કરી.

આ પતિપત્ની આ પ્રમાણે એકબીજાને સુચના આપે છે ત્યાં એક અજાણ્યો લાગતો આધેડ વયનો પુરૂષ બારણામાં દેખાયો.

"સાહેબ, આપને ત્યાં ટેલીફોન છે કે ?"

"હા છે. કેમ ?"

"હું જરા કરૂં કે ?"

શાન્તિલાલને ના પાડવાની ઇચ્છા થઇ પણ કોઈ અજાણ્યો છે અને પહેલી જ વખત આવે છે તો ભલે કરી લ્યે, એ વિચારે એણે હકારમાં ડોકું હલાવ્યું. "હા. કરો."

પેલા પુરૂષે નંબર જોડયો અને કંઇક પૂછયું. સવાલ જવાબ થયા અને એકાએક એ માણસે પોક મૂકી "મરી ગયો...રે બાપ... લીયા...હાય હાય રે...નખોદ...નીકળી ગયું...રે..."

શાન્તિલાલ અને રસિકા ઉભાં થઈ ગયાં. શાન્તિલાલે એ માણસના હાથમાંથી ગુસ્સે થઇ રીસીવર લઈ લીધું.

"ભલા માણસ, આમ પારકા ઘરમાં પોક મૂકો છો તે શરમાતા નથી ?"

પણ પેલા માણસનું પોકરાણુ તો ચાલુ જ હતું. આડોશીપાડોશીઓ એકઠાં થઇ ગયાં. "શું છે શું છે ?" "આ માણસ કેમ આ રીતે પોક મૂકે છે ?" એ પ્રશ્નોની પરંપરા ચાલી.

આખરે એ માણસ સહુના સમજાવ્યાથી માંડ શાંત થયો. સહુએ એ શા માટે પોકો મૂકીને રડતો હતો એનું કારણ પૂછયું તો એણે જણાવ્યું કે એણે એક જંગબારી ચકલી પાળી હતી એ મરી ગઈ.

એ માણસના ગયા પછી શાન્તિલાલ પાડોશીઓ સ્હામું જોઇ હસવા માંડયો: "માળા આવા ને આવા આ ટેલીફોન પર આવે

છે એનું મારે કરવું શું ? એની ચકલી મરી ગઈ એની આ રીતે પોક મૂકે એને હવે કેવું ય શું ?"

જેમ જેમ દિવસો જવા મંડ્યા તેમ તેમ શાન્તિલાલને જણાયું કે પોતા કરતાં પોતાના પાડોશીઓ, ઓળખીતાઓ, ગલીવાળાઓ અને રસ્તાવાળાઓ ટેલીફોનનો સાડીનવ્વાણું ટકા ઉપયોગ કરી રહ્યા હતા.

એક દિવસ શાન્તિલાલ હિસાબી કામમાં ગુંથાયલો હતો ત્યાં એક અજાણી સ્ત્રી આવી.

"ભાઇ ટેલીફોન કરવા દેશો ?"

સ્ત્રીજાતિ તરફ સન્માન ધરાવતા શાન્તિલાલથી ના કહી શકાઇ નહિ.

સ્ત્રીએ ટેલીફોનનો નંબર જોડયો. "હં કોણ ધર્મદેવ !...હાં ...જી. . હું...આપની જ છું...આપ...મારૂં સર્વસ્વ છો...આપ તો...પ્રભુ...છો...હું હં...હં. હું આપની કિંકરી..."

શાન્તિલાલની ઇચ્છા થઇ કે આ કિંકરીને કાંકરા મારીને ખસેડું. પણ રસિકાએ એને આંખથી સમજાવ્યો કે રહેવા દો. એ સ્ત્રી ટેલીફોન પર વાત કરતી કરતી હસવા માંડી...હા. હા. હા. હા. હા...હી. હી હી. હી....ઓહો...હો. હો...હહાહહાહા !"

રસિકાએ જોયું તો સ્ત્રી ગાંડી થઇ ગઇ હોય એમ દેખાયું. રસિકાએ જઈ એનો હાથ પકડયો: "તમે કોના ઘરમાં છો એનો તો કંઈ ખ્યાલ કરો બહેન ?"

પેલી સ્ત્રી તો હસતી જ હતી અને...પાછી બોલી ઉઠી: "હં ધર્મદેવજી આપે મને સ્વીકારી એટલે મને સ્વર્ગ મળી ગયું હા. હા. હા..."

( ૪ )

શાન્તિલાલને ઘેર આજે દેશમાંથી એક ચારણ મહેમાન હતો. રસિકાએ દૂધપાક પુરી બનાવ્યાં હતાં. ચારણ બહુ મશ્કરો હતો એટલે

વાતે વાતે લ્હેર ઉડતી હતી. એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી. વાતોના રસમાં ચકચૂર થઇ ગએલ શાન્તિલાલે બુમ પાડી. "રામા! ટેલીફોન જરા અહિં લાવજે તો."



પહેલા દિવસને પહેલે કલાકે એક સામટા સાત ટેલીફોનદાસોને જોઇ રસિકા અને શાન્તિલાલને અન્તરચણી થઈ!

રામાએ લાંબા દોરડામાં ગોઠવાયલું રીસીવર શાન્તિલાલની પાસે મૂકયું.

"હં…એલાવ…હં…તમારો નંબર? થ્રી થ્રી થ્રી…" શાન્તિલાલના મોઢામાંથી દૂધપાક ઉડયો, ટેલીફોનનું રીસીવર ભરાઇ ગયું.

આ જોઇ પેલા ચારણને ભારે હસવું આવ્યું. શાન્તિલાલ પણ હસી પડયો.



પોતાનો વારો ક્યારે આવે એ માટે દરેકની દૃષ્ટિ જુદા જુદા ભાવે ટેલીફોન કરનારની સ્હામેજ હતી.

"હં…એલાવ…હં. પીચર કેટલા મંદા…ઓહો…એટલા બધા મંદા?"

બોલતા બોલતાં શાન્તિલાલનો ચહેરો ફરી ગયો.

"રામા, લુગડાથી આ રીસીવર પર દૂધપાકના ડાઘ પડયા છે એ લૂઈ નાખજે તો."

"કેમ શેઠ, શું વાત થઇ ?" ચારણે હસતાં હસતાં પૂછયું.

"ગઢવી, વાત કરોમાં, આ દૂધપાક અત્યારે કડવો ઝેર જેવો લાગે છે."

"કેમ ?"

"કેમ શું રૂપિયા દસ હજારની ઉડી."

"કઇ રીતે ?"

"એ તમે ન સમજો. અમારા ધંધા એવા જ પ્રકારના હોય. લાખ આવે ને લાખ જાય ?"

ચારણ એક મોઢે ઉઠયો, એણે ટેલીફોન હાથમાં લીધો.

"અરે ગઢવી શું કરો છો ?"

"આ અવગતીયા દેવને ગટરમાં ફેંકી દઉં છું."

"અરે એમ હોય ! ગાંડા થયા છો ?"

"હું ગાંડો નહિ પણ ડાહ્યો છું. જમતાં જમતાં પણ તમને સખ નહિ એવા આ ભૂતને અહિં શા માટે રાખવું જોઇએ ? ભલા માણસ, ઘડી પહેલાં હસતા હસતા વાત કરતા હતા અને આ દોરડું બોલ્યું કે ફીચર મંદા એટલે તમારો ચહેરો પણ મંદો થઇ ગયો. આવું તે હોય ! ખાધે પણ સુખ નહિ તો પછી કમાઓ છો કોને માટે ?"

"ગઢવીજી, વાત સાચી છે. અમે બધા અવગતીવા થઇ ગયા છીએ એ વાત પણ સાચી છે."

"તો કાઢી નાંખો આ ટેલીફોનને."

'એમાં ટેલીફોનનો બિચારાનો શું વાંક ? અમે જ એવા ધંધા કરીએ......"

"પણ તમારા ધંધામાં એ સાધન તો છે ના ?"

" કવિરાજ ટેલીફોન તો એમના ધંધામાં દેવ જેવો છે" રસિકાએ ધીમે અવાજે કહ્યું.

" પણ બહેન, આ તે દેવ કે સેતાન? જમતી વખતે પણ કાળજાં ઉંચાં રહે એનો શો અર્થ અને......"

ગઢવી પોતાનું વાકય પુરૂં કરે એટલામાં બે જણ બારણામાં દેખાયા.

" શેઠ, ટેલીફોન કરૂં કે?"

" નથી કરવો." શાન્તિલાલે અશાંત બની ત્રાડ પાડી.

" શેઠ; બહુ જરૂરનું........."

" જરૂરનું કામ જહાન્નમમાં જાય. અમે હવે ટેલીફોન કરવા કોઇને નહિ દઇએ. દિવસ અને રાત માળાં જંપવા જ દેતાં નથી."

શાન્તિલાલને ઉકળેલો જોઇ રસિકા બોલી ઉઠીઃ

" ગઢવી, આ ત્રાસ જબરો છે. રાત દિવસ આવી આવીને લોકો હેરાન જ કરે છે. આ ત્રાસથી ઘડીભર એમ થાય છે કે ટેલીફોન કાઢી નંખાવું."

" હું પણ એજ કહું છું."

' પણ ટેલીફોન વગર ગઢવી, ન ચાલે. લાખોના વેપાર અમસ્થા થતા હશે!" શાન્તિલાલે પાણીનો પ્યાલો મોઢે માંડતાં માંડતાં અભિપ્રાય આપ્યો.

" ગઢવી, ટેલીફોન પણ રહે અને આ રોજનો ત્રાસ મટે એવો ઇલાજ કંઇ તમારી ચારણી બુદ્ધિથી સુઝાડો તો કવિરાજ ખરા." રસિકા બોલતી બોલતી સહજ હસી.

" ઇલાજ છે. જો તમે ધારો તો ટેલીફોન પણ રહે અને સુખી પણ થઇ શકો."

" શું બોલોને?"

" અમલમાં મેલશો?"

"હા. હા. જરૂર. તમે બોલો તો ખરા!"

"તમારે ત્યાં જાણે આડોશી પાડોશી, ગલીવાળા, રસ્તાવાળા, મિત્રો, સગાવહાલાં એ સહુ ટેલીફોન કરવા આવે છે, ખરું ના?"

"હા."

"તો એમ કરો કે પડોશમાંથી જો કોઇ ટેલીફોન કરવા આવે તો એણે સવા રૂપિયો સ્ત્રી કેળવણીફંડમાં નાખવો; પડોશના માળામાંથી કોઇ આવે તો એણે અઢી રૂપિયા બાલમન્દિરના ફંડમાં આપવા, ગલીમાંથી કોઇ ટેલીફોન કરવા આવે તો એણે ત્રણ રૂપિયા વિધવા આશ્રમને આપવા, રસ્તામાંથી કોઇ આવે તો એણે વ્યાયામશાળાનો ચાર મહિના સુધીનો ખર્ચ આપવો."

× × ×

આજે શાન્તિલાલના ટેલીફોન આગળ એક મોટું પાટીયું લટકતું હતું. એમાં મોટા અક્ષરે નીચે મુજબ લખ્યું હતું.

**ટેલીફોન કરવા આવનાર જરૂર વાંચે.**

આ ટેલીફોન કરનાર જો

( ૧ ) પાડોશી હોય તો એણે એક વખત ટેલીફોન કરવા માટે સ્ત્રી કેળવણી ફંડમાં રૂપિયો સવા નાંખવો.

( ૨ ) બાજુના માળામાં રહેનાર કોઇ હોય તો એણે એક વખતના અઢી રૂપિયા બાલમન્દિર ફંડમાં આપવા.

( ૩ ) ગલીવાળો હોય તો એણે ત્રણ રૂપિયા વિધવા આશ્રમને આપવા.

( ૪ ) રસ્તાવાળો હોય તો એણે વ્યાયામ શાળાનો ચાર મહિના સુધીનો ખર્ચો આપવો.

આ પાટીયું જે દિવસથી લાગ્યું તે દિવસથી ટેલીફોન પર આવનાર અવગતીયાંઓ ઓછાં થઈ ગયાં અને ધીમે ધીમે આજે એક પણ માણસ શાન્તિલાલની શાન્તિમાં કે રસિકાના રસજીવનમાં "ટેલીફોન કરું કે?" એમ કહીને જરા પણ ખલેલ કરતાં નથી.

# મહારાજ શ્રી લક્ષ્મીલાલજી !

"લક્ષ્મીલાલજી મહારાજકી જે' !"

" ગીરીવરધરણ કી જે ! "

" બોલ શ્રી બાલકૃષ્ણ લાલકી જે' ! "

ચારે તરફ જયનાદોથી વાતાવરણ છવાઇ ગયું અને લક્ષ્મીલાલજી મહારાજે જયનાદ કરનારા વૈષ્ણવ સમૂહ તરફ એક સ્મિતભરી, સંતોષભરી, આનંદભરી, ખુશાલીભરી દૃષ્ટિ ફેંકી. પોતે લીધેલો વેશ આટલો બધો સફળતાથી પાર ઉતરશે એમાં એને પોતાને બહુ શ્રદ્ધા ન્હોતી, પણ કલકતામાં પગ મૂકતાં પ્રથમ દર્શને જ આટલો મોટો સત્કાર જોઇ પોતાનો બેડો હવે પાર થશે એમ આ બનાવટી મહારાજને સોએ સો ટકા ખાત્રી થઇ ગઇ.

કલકતા શહેરમાં આજે આનંદ ઉત્સવની ઝડી વરસતી હતી. દેશ દેશના વૈષ્ણવોનો માનવસાગર આજે હેલે ચડયો હોય એવી રીતે મહારાજશ્રી લક્ષ્મીલાલજી મહારાજના સામૈયાં બંગાલીઓ, મારવાડીઓ, ગુજરાતીઓ અને કાઠિયાવાડીઓએ કર્યાં. કલકતામાં ઘણા મહાપુરૂષોનાં સામૈયાં થયાં હશે પણ મહારાજશ્રી લક્ષ્મીલાલજી

મહારાજનું સામૈયું તો કંઈ ઓર પ્રકારનું થયું. ગુલાલ અને અબીલનો તો કલકત્તાની બજારમાં કીચડ થઈ ગયો. ગુલાબ, ચંપો, ચમેલી, ડોલર અને પારિજાતક ફુલના તો ઢગલા થઇ પડયા. મહારાજશ્રીની છડી પોકારનાર છડીદાર આખોયે ગુલાલથી અને ફુલથી વરરાજા જેવો થઈ ગયો. સ્ત્રીઓ, બાળકો, પુરૂષો, યુવાનો, યુવતીઓ, વૃદ્ધો, વૃદ્ધાઓ સહુ આજે ગેલમાં આવી ગયાં હતાં અને મહારાજશ્રી લક્ષ્મીલાલજી પણ આ બધું જોઈને રાજી રાજી થઈ ગયા.

" જે જે કૃપાનાથ ! આ બંગલો આપશ્રીને અનુકુળ આવશે ના ?" સનત્કુમાર નામના એક ગુજરાતી વૈષ્ણવે મહારાજશ્રી ઉતારે આવતાં હાથ જોડીને પૂછયું.

" જરૂર—જરૂર વૈષ્ણવરાજ આ ઉતારો અમને બધી રીતે અનુકુળ થશે. માત્ર એક જ વાત પૂછી લઉં." હાથ જોડીને ઉભેલા સનત્કુમાર સ્હામે મહારાજે સ્મિત હાસ્ય વેર્યું.

" કૃપાનાથ, ફરમાવો."

" આપણો આ બંગલો વૈષ્ણવોના રહેઠાણોથી બહુ છેટો ન હોવો જોઈએ."

" પ્રભુ, આપણો વૈષ્ણવસમૂહ આસપાસમાં જ રહે છે. સહુને આપના દર્શનનો, ઉપદેશનો, કૃપાનો લાભ મળે એ દ્રષ્ટિથી જ બીજાં બધાં સ્થળો કરતાં આ સ્થળને પસંદ કરવામાં આવ્યું છે."

" અહિં વૈષ્ણવોની સંખ્યા કેટલીક હશે ?" મહારાજશ્રીએ આતુરતાથી સનત્કુમારની આંખ્યોમાં પોતાની આંખ્યો મેળવી.

" કમમાં કમ એકાદ લાખ તો ખરા." પોતાને ચોક્કસ આંકડો ખબર નહિ હોવાથી માથું ખજવાળતાં ખજવાળતાં સનત્કુમારે ફેંકયું.

" અને બધા ય ધનાઢય ખરા ?" બોલતાં બોલતાં મહારાજશ્રીના મોઢામાં પાણી આવ્યું.

"હા. કૃપાનાથ, અહિં લાખોપતિ છે, કોટયાધિશ છે અને પૈસે ટકે સુખી......"

સનત્કુમાર આગળ બોલે તેટલામાં તો પાંચ આગેવાન વૈષ્ણવોએ આવી મહારાજશ્રીના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

"જે જે કૃપાનાથ, આ હજારીમલજી અહિંના પરમ વૈષ્ણવ છે. ઘેરે બે બે ઘોડાની બાર ફેટીન ગાડીઓ છે, રાજમહેલ સરીખા બંગલાઓ છે, અંગ્રેજો સાથે મોટો ધંધો છે."

હજારીમલ સ્હામે મહારાજશ્રીએ હસીને જોયું.

"કૃપાનાથ, મેં થો સનત્કુમારને કહ્યો થો કે મહારાજશ્રી મોરે બંગલે પધારે."

"કૃપાનાથ આ પણ એમનો જ બંગલો છે. હજારીમલજી ને આપણે ક્યાં જુદા છીએ." સનત્કુમારે પોતાને ત્યાં વૈષ્ણવ ધર્મના આચાર્ય પધારે એ પ્રસંગનું વ્યાજબી અભિમાન લઇ છાતીને સહેજ ફુલાવી સહુની સ્હામે જોયું.

"અને કૃપાનાથ, આ બીજા વૈષ્ણવ કચરા ઠક્કર કાઠિયાવાડના આગેવાન વૈષ્ણવ છે. અહિં બહુ મોટો વ્યાપાર છે. આ ત્રીજા વૈષ્ણવરાજ રામસ્વામી મદ્રાસી મોટા સરકારી કન્ટ્રાકટર છે, આ ચોથા વૈષ્ણવ મુકુંદ મુરારી હેસીયનના મોટા દલાલ છે અને પાંચમા વૈષ્ણવ કૃષ્ણદાસ ભાટિયા અહિં લોખંડનાં કારખાનાં ચલાવે છે."

આ પાંચેની ઓળખાણ જ્યારે સનત્કુમાર કરાવતો હતો ત્યારે કાઠિયાવાડના કચરા ઠક્કરનું નામ સાંભળી મહારાજશ્રી સહેજ ચોંકયા. એણે એ થોભીયાવાળા વૈષ્ણવને ધારી ધારીને જોયો અને એને જોવામાં બીજા ચારની સનત્કુમારે કરાવેલી ઓળખાણ બહેરા કાનો ઉપર પડી હોય તેમ હવામાં અદ્ધર રહી ગઈ.

"વૈષ્ણવને કાઠિયાવાડમાં કીયે ગામ રહેવું?" ધારી ધારીને

"સાંખોદર."

મહારાજશ્રીએ ગામનું નામ સાંભળી સ્વસ્થતા મેળવી.

( ૨ )

લક્ષ્મીદાસ મૂળ ભાદરકાંઠાનો રહિશ. એની માના બાપ એ પંથકના આગેવાન મરજાદી. એટલે લક્ષ્મીદાસની મા ચુસ્ત વૈષ્ણવતા સેવતી. એ વખતે સુધારાનો પવન મંદ મંદ લ્હેરીએ કાઠિયાવાડને આંગણે માંડ માંડ વાતો થયો હતો. એ સુધારાના પવનની ઝલક લક્ષ્મીદાસના બાપમાં આવી. એ ઝલકના તોરમાં જ્યારે જ્યારે લક્ષ્મીદાસની મા મા'રાજની પધરામણી કરાવવાની વાત કરતી ત્યારે એ સામે થતો. છતાંય લક્ષ્મીદાસની મા જોરદાર હતી. એ પતિના વિરોધ છતાં મા'રાજની પધરામણી કરાવતી. નાનકડો લક્ષ્મીદાસ આ રીતે નાનપણથી જ મા'રાજની પધરામણી જેતો આવ્યો અને એના બાલ માનસમાં એક એવો વિચાર દ્રઢ થયો કે પોતે મા'રાજ હોય અને પોતાની આવી રીતે પધરામણી થાય તો કેવું સારૂં?

લક્ષ્મીદાસ મોટો થયો. બાપ સુધારક—ખોટો સુધારક, સમજ્યા વિનાનો સુધારક હોવાથી એની થોડી અસર થઇ, પણ માતાની અસર એના પર બહુ પડી. માતાની સાથે મંદિરમાં દર્શને જવાની ટેવ પડી. દુધગરની મીઠાઈ અને ઠોર એને બહુ પ્રિય હતાં. જ્યારે હવેલીમાં 'ઓચ્છવ' હોય ત્યારે લક્ષ્મીદાસ મીઠું મોઢું કરવા દોડી જતો અને એ રીતે એ પરસાદિયો ભગત બનતો ગયો. માતાની વિશુદ્ધતા એકલી વારસામાં મળી હોત તો સારૂં હતું પણ સાથેસાથે બાપના ખોટા સુધારાની ભેળસેળ થવાથી 'ન ઇશ્વરકે રહે ન ઉધરકે રહે' એ પ્રકારની એના જીવનની ઘડતર ઘડાતી ગઈ.

બાપ એને રોજ મહારાજોની વિરૂદ્ધ ઉશ્કેરે પણ લક્ષ્મીદાસને હવેલીના પ્રસાદમાં એવી અને એટલી બધી કલા દેખાતી કે બાપને અષ્ટંપષ્ટં સહમજાવી એ મંગલાનાં દર્શન તો રોજ કરતો. સમાધાની,

જલગરીયા, ભીતરીયા, દફતરી, ભેટિયા એ સહુની સાથે દોસ્તી જામતી ગઇ એટલે 'પાનનું બીડું' 'દુધની લોટી' અને 'શખડી અનશખડી'ની પાતરોની પ્રેઝંટ એને અવારનવાર મળતી.

પુષ્ટિમાર્ગનું તત્ત્વજ્ઞાન સમજવા જેવી તાકાત જો લક્ષ્મીદાસમાં આવી હોત તો તો એના જીવનની જ્યોત ઉજમાળી બની જાત પણ આ તો રહ્યો પરસાદીયો ભગત એટલે એને દ્વૈત અદ્વૈતની ફીલોસોફી સાથે સનાન સુતકનો સંબંધ ક્યાંથી જામે ?

લક્ષ્મીદાસ વીસ વરસની ઉમરનો થયો. ઘરમાં હવે તો ઘરની શોભા આપતી ઘરવાળી આવી હતી. લક્ષ્મીદાસનો અને લક્ષ્મીબાઇનો સુમેળ બહુ સારો હતો. ઘરવાળીના પગલાં થતાં લક્ષ્મીદાસની માતા શ્રીજીના ચરણમાં ગઇ. એટલે માતાની ખોટ લાગે એ પહેલાં લક્ષ્મીબાઈની હુંફ મળી ગઈ. લક્ષ્મીબાઇ અને લક્ષ્મીદાસનું જોડું એક બીજાને વિચારે, વર્તને અને વાણીમાં અનુકુળ થઈ પડ્યું.

એક વર્ષ પછી લક્ષ્મીદાસના પિતાએ પણ બીજી દુનિયામાં પ્રયાણ કર્યું. પિતાની હાજરીમાં 'રોટલા'ની ચિંતા કોઈ દિવસ લક્ષ્મીદાસે કરી નહોતી. પિતાની આબરૂ સારી હતી એટલે 'બાંધી મુઠી લાખની' એ ન્યાયે જીવનનું ગાડું બરાબર ગબડતું જતું હતું, પણ પિતાના જવા પછી થોડા વખતમાં જ શાકભાજી અને રોટલાની ચિંતા સ્પષ્ટ થતી ગઈ. લક્ષ્મીબાઇ રોજ કંઇક ધંધો કરવા માટે લક્ષ્મીદાસને કહેતી પણ નાનપણથી બેઠાડુ હોવાથી કોઈની નોકરી લક્ષ્મીદાસથી થઈ શકે તેમ નહોતી. તેમજ ધંધો તો એને સુઝે જ ક્યાંથી. બહુ બહુ તો હવેલીમાં જઈ ફુલમંડલી ભરી પરસાદની પાતર મેળવવી એ સિવાય એને કંઇ આવડતું નહોતું.

પિતાના અવસાનને બે વરસ થયાં ત્યાં તો લક્ષ્મીદાસના ઘરમાં ગોકળ આઠમ થવા લાગી. આ મુંઝવણમાં લક્ષ્મીદાસ અટવાઇ જાય એ પહેલાં એક દિવસ મા'રાજની પધરામણી ગામમાં થઈ.

એ જોઈ એને વિચાર આવ્યો કે જો પોતે મા'રાજ બનીને ક્યાંક અજાણ્યા પ્રદેશમાં એક સફર કરી આવે તો રોટલાની ચિંતા હમેશની મટી જાય.

હવેલીનો સમાધાની અને ભીતરીયો એના ન્હાનપણના દોસ્ત હતા. એની આગળ ખાનગીમાં આ વાત મૂકી. સમાધાની અને ભીતરીયાને પણ આ તક સાધવાની લાલચ થઈ આવી. લક્ષ્મીદાસ ચહેરે મોરે રૂપાળો હતો. એને ખોટા બાલ પહેરાવી મહારાજ બનાવ્યો હોય તો કામ સોળ વાલ અને એક રતી જેવું થાય તેમ છે એવી એ બન્ને અનુભવીઓને ખાત્રી થઈ ગઇ. અને આ રીતે જો લક્ષ્મીદાસ મહારાજ થતો હોય અને એકાદ કલકતા જેવા અજાણ્યા અને મોટા શહેરમાં એની જો પધરામણીની યોજના થાય તો જીંદગીનું દળદર ફીટી જાય. આ વિચારે ત્રણે આ યોજનામાં ભાગીદાર થયા અને લક્ષ્મીદાસનું નામ રાખ્યું મહારાજશ્રી લક્ષ્મીલાલજી અને એની વહુ લક્ષ્મીબાઈનું નામ રાખ્યું શ્રી રૂડાં વહુજીઃ યોજના નક્કી થતાં એ ચોકડી બીજે જ દિવસે ઉપડી કલકતાને માર્ગે.

( ૩ )

સમાધાની અને ભીતરીયો અનુભવી હોવાથી એણે લક્ષ્મીલાલજી મહારાજનો ઠાઠ બરાબર જમાવ્યો. કલકત્તામાં આવતાં વેંત ઠેર ઠેર પોતાના માણસો જમાવી દીધા અને વૈષ્ણવ સમૂહમાં એ માણસો દ્વારા પ્રચારકાર્ય શરૂ થયું. પરિણામે એક વૈષ્ણવ કહે કે મહારાજશ્રીને મ્હેં આજે ગંગાને કાંઠે વહેલી સવારે જોયા તો બીજો કહે કે એજ વખતે મંગલાના દર્શનમાં મેં મહારાજશ્રીને હવેલીમાં આરતી ઉતારતા જોયા. ત્રીજો કહે કે પરમ દિવસ સાંજે પોતે કાશી હતો ત્યાં મણીકર્ણિકાના ઘાટપર મહારાજશ્રી પધાર્યા હતા ત્યારે ચોથો કહે કે અરે એ વખતે તો મહારાજશ્રીની મારે ઘેર પધરામણી થઈ હતી. આમ પ્રચારકાર્યથી મહારાજશ્રીના ચમત્કારની વાતોની ભરતી ઉછળી.

હેરીસન રોડ ઉપરના સનત્કુમારના બંગલામાં તો બાદશાહી ઠાઠથી રોજ રોજ ઉત્સવો થવા લાગ્યા અને મહારાજશ્રીના દર્શને ભક્તોની ભીડ રોજ વધતી ગઈ.

સિંહાસન પર લક્ષ્મીલાલજી મહારાજ બરાબર વૈષ્ણવધર્મનો આચાર્ય સમા વિરાજતા. લક્ષ્મીદાસને એ બાબતનો ઘણો અનુભવ હતો એટલે કેમ બેસવું, કેમ બોલવું, કેટલું બોલવું એ બધું બરાબર આવડતું હતું. મહારાજની આસપાસ કેવું વાતાવરણ જમાવવું જોઇએ એમાં સમાધાની અને ભીતરીયો નિષ્ણાત થઈ ગયા હતા એટલે હેરીસન રોડનો આ બંગલો યાત્રાળુઓના યાત્રાસ્થાન સમો થઇ પડયો. ચરણસ્પર્શ માટે સ્ત્રીઓ પુરુષો—જાત જાતનાં રોજ ને રોજ આવતાં અને કલાકે કલાકે રૂપિયાનો ઢગલો લક્ષ્મીલાલજી મહારાજના ચરણમાં થઈ જતો.

વગર મહેનતે, વગર પરસેવો ઉતર્યે, વગર માથાકુટે; આનંદથી, માનથી, ભક્તિભાવથી, આ રીતે પૈસો મેળવવો કોને ન ગમે? લક્ષ્મીદાસમાં તો રોજ રોજ પગમાં પડતી લક્ષ્મીને જોઈ નવું તેજ આવી ગયું. એણે મહારાજ તરીકેનો પોતાનો પાઠ સરસ રીતે ભજવ્યો. સમાધાની અને ભીતરીયાને પણ થયું કે હવે દેશમાં જઇ બંગલા બંધાવી નિરાંતથી રહેશું.

રૂડાં વહુજી તરીકે લક્ષ્મીબાઈએ પણ જમાવ્યું હતું. પેંડામાં રહી એણે કલકત્તાની ડોશીઓને ઘેલી કરી હતી. મારવાડી અને ગુજરાતી ડોશીઓ વહુજી મહારાજને રાજી રાખવા એક બીજા સાથે હરિફાઈ કરતી. પાલખીમાં પોતપોતાને બંગલે વહુજી મહારાજ પધારે એ માટે સો સો સુવર્ણમહોરો આ રૂડાં વહુજી સમક્ષ ધરતાં. ઉપડયાં ઉપડે નહિ એવા માનપાનથી લક્ષ્મીબાઈ હર્ષથી ઘેલી થઈ ગઈ. પોતાના પતિએ કરેલી આ યોજના આવી અને આટલી બધી સરસ હશે એનો એને ખ્યાલ પણ નહોતો. જ્યારે જ્યારે વૈષ્ણવ સ્ત્રીઓ હેતથી, પ્રેમથી, ભોળપણથી લક્ષ્મીલાલજી મહારાજના ચમત્કારની



મહારાજના ચરણસ્પર્શ અર્થે...



...રોજ વૈષ્ણવોની ભીડ થતી.

વાતો કરતી ત્યારે એ મનમાં ને મનમાં હસતી અને આ ભોળી સ્ત્રીઓની દયા ખાતી.

એક સવારે એક વૃદ્ધાએ આવીને બે હીરાની બંગડીઓ રૂડાં વહુજીના ચરણમાં ધરી.

એ જોઈ બીજી સ્ત્રીઓ એને ધન્યવાદ આપવા લાગી અને અરસપરસમાં કહેવા લાગી કેઃ

"કલકત્તા ભાગ્યશાળી છે કે એને આંગણે મહારાજશ્રીની પધરામણી થઈ."

"અરે સાક્ષાત શ્રીજી છે શ્રીજી. મહારાજશ્રીની કાંતિ જોઈ કાંતિ. ભગવાનના અવતાર છે અવતાર." બીજીએ ઉતાવળે ઉતાવળે કહ્યું.

"મહારાજ અને વહુજી એ તો રાધાકૃષ્ણનું જોડલું છે જોડલું. આપણાં ભાગ્ય કે આ કળીયુગમાં આવાં આવાં દર્શન..."

આ રીતે જુદી જુદી સ્ત્રીઓ પ્રસંશાનાં પુષ્પો વેરી રહી છે તેટલામાં એક યુવાન શ્રીમંત સ્ત્રી ઉતાવળે ગાડીમાં આવી પહોંચી.

વહુજી મહારાજ સાથે એ શ્રીમંત સ્ત્રીની ઓળખાણ એક બાઈએ કરાવી.

"હું આપને વિનંતિ કરવા આવી છું." એ સ્ત્રીએ ઉતાવળે શ્વાસે હાથ જોડી વહુજી પાસે વિનંતિ કરી.

"શું છે?"

"મારાં સાસુ અંતકાળ છે. એની ઇચ્છા એવી છે કે આપ એની પથારી પાસે આવીને દર્શન દીયો."

"એ કેમ બને?" વહુજીએ એ સ્ત્રી સામે બારીક નજરે જોયું.

"ગમે તેમ થાય તો પણ આપે પધારવું પડશે. મારાં સાસુજીની ઇચ્છા પાર પડે એ માટે અમે ગમે તે કરવા તૈયાર છીએ."

"તમે સમાધાનીજીને મળ્યાં ?" વહુજીએ સીધો પ્રશ્ન પૂછ્યો.

"જી હા, એમણે મને કહ્યું ત્યારે તો હું અહિં આવી છું. પાલખી તૈયાર છે આપ હમણાં જ પધારો."

સમાધાની સાથે વાતચીત થઇ છે એવી ખાત્રી થતાં આ બનાવટી વહુજી પાલખીમાં એ શ્રીમંત વૈષ્ણવને ઘેર પધાર્યાં. ખાટલે પડેલી ડોસીએ પથારીમાં પડયાં પડયાં દર્શન કરી એક હજાર ગીની વહુજી મહારાજના ચરણમાં ધરાવી.

( ૪ )

આજે આખાય કલકત્તામાં લક્ષ્મીલાલજી મહારાજની જાહેર પધરામણીની યોજના થઈ હતી.

એ મુજબ મહારાજશ્રી ચાર ઘોડાની ગાડીમાં 'પધરામણી'ની ટુરપર કલકત્તાને લતે લતે નીકળ્યા. મહારાજશ્રીની ગાડી પાછળ ભાવિક સ્ત્રીઓ ગાતી હતી કે:

આજ મારી ડાબી આંખ ફરકે
આજ મને મળીયા શ્રી મહારાજ
રંગના રસિયા શ્રીનાથજી પધારીયા.
કેસર ભીના શ્રી કૃષ્ણ ઘેર આવશે.
આંગણે તો બોલે વાયક વાણી.
સાંભળ મારી સૈયર સમાણી,
વાતડી કહું છું ઉલટ આણી
રંગના રસિયા શ્રીનાથજી પધારીયા.

આ રીતે મહારાજને માટે આજનો દિવસ ટંકશાળ સમોવડો થઈ પડયો. ઠેર ઠેર વૈષ્ણવ સ્ત્રી પુરુષો આ પધરામણીના હર્ષમાં આજે ઘેલાં થયાં હતાં.

ગૃહે ગૃહે મહારાજના ચરણ સ્પર્શ કરતાં એક જ પ્રકારની વાતો સંભળાતી:

"જે જે કૃપાનાથ, આપના આશીર્વાદથી હવે આ વૈષ્ણવને ત્યાં ઘોડીયું બંધાય તો સારૂં"

"પ્રભુ, આપ પધાર્યા એટલે હવે અમારાં પાપ બળી ગયાં. અને પૂણ્યનો ઉદય થયો."

"ગુરૂદેવ, આપની અમિદ્રષ્ઠિથી અમારૂં કુટુંબ આજે પાવન થયું."

"દીનાનાથ, આપ તો સર્વ શકિતમાન છો. એક છોડવો આપનાં પૂજ્ય પગલાંથી મારા વનરાવનને ત્યાં થાય તો કૃપા."

"ભકતવત્સલ, આપ તો ભક્તોના ભગવાન છો. આપના આશીર્વાદથી અમે જીવીએ છીએ."

આખાય કલકત્તામાં દરેકે દરેક નાના મોટા વૈષ્ણવે મહારાજની પધરામણી કરાવી. માત્ર એક કચરા ઠક્કરે મહારાજશ્રીને પધરાવ્યા નહિ. એની ચર્ચા બીજે દિવસે કલકત્તામાં જોરશોરથી ઉપડી.

કચરા ઠક્કરનું નામ પડતાં મહારાજ પણ સહેજ વ્યાકુળ દેખાતા. એટલે જ્યારે મહારાજ આગળ સહુ કોઈ આ કચરા ઠક્કરે પધરામણી કેમ ન કરાવી એ વિષે વાતો છેડતા ત્યારે મહારાજ એ વિષયને અટકાવી બીજી વાતો ઉપાડતા.

ત્રણ માસના કલકત્તાના વસવાટથી આ બનાવટી મહારાજનું, અને વહુજી મહારાજનું વજન ત્રીસ ત્રીસ રતલ વધી ગયું. મઘમઘતા મેવાસહિતની માત્રાની કેસર કસ્તુરીવાળી મીઠાઈઓ ખાવાની, દૂધના દૂધપાક ઉડાવવાના, માનપાન; સોનામોહોરોની કોથળીઓના ઢગલા એ બધું વજન વધારવામાં બહુ જ સહાયભૂત થઈ પડયું હતું.

મહારાજની સ્વારી આવતી કાલે જગન્નાથજી તરફ પધારે છે એવા ખબરથી આખાયે કલકત્તાનો વૈષ્ણવ સમૂહ દિલગીર થયો

હતો. માત્ર એક કચરા ઠક્કર આ ખબરથી રાજી થયો હતો. એના મિત્રોએ આનું કારણ પૂછતાં એણે આજે સો સો દિવસ બંધ રાખેલી પોતાની જીભ ખોલી.

"તમે બધાય આને મહારાજ ગણો છો પણ મને એ મહારાજ જેવો લાગતો નથી."

"અરેરે કચરાભાઈ એવું બોલો માં. પાપ પડશે પાપ. મહારાજ માટે એમ બોલાય?" એના પડોશી વિષ્ણુદાસે કચરાને આગળ બોલતો અટકાવ્યો.

"એ મહારાજ નથી એમ તમે કેમ કહી શકો?" દેવચંદ દલાલે કચરા સામે આતુરતાથી જોયું.

"મને ખરૂં પૂછો તો એ માણુસ માટે ઘણા ઘણા વહેમ આવે છે."

"પણ શી રીતે?"

"અરે ભલા માણસ, વલ્લભકુળના બાળકનું તેજ કયાં અને આનું તેજ કયાં!?"

"કાં આનામાં શું ઓછું છે. રૂડો રૂપાળો અને ગાંડીયા જેવો તો છે."

"અરે એમ ન બોલાય મુર્ખો. મહારાજ માટે એવા શબ્દો ન બોલાય."

"પણ એ મહારાજ છે જ કયાં?" કચરો સહેજ તપ્યો.

"પણ તમે પુરવાર કરોને?"

"ભલા માણસો, તમે બધા વેવલાઓ છો વેવલા. ગુંસાઈના બાળકનું જ્ઞાનતેજ તમે કોઈ દિવસ જોયું છે? એ જ્ઞાનનો પ્રકાશ આ ઢોંગી માણસ પાસે કયાંથી હોઈ શકે? સો સો દિવસથી અહિં છે

છતાં એણે કોઇ દિવસે જ્ઞાનની વાતો તમારી પાસે કરી છે? કથા વાર્તા, કિર્તન, વૈષ્ણવતાના આચાર, પુષ્ટીમાર્ગનું રહસ્ય એવું એવું તમને એણે કોઇ દિવસ કહ્યું છે-સમજાવ્યું છે?"

સહુ કચરા ઠક્કરની આ વાત સાંભળી વિચારમાં પડી ગયા. આખરે એક જણ બોલ્યો:

"એણે બ્રહ્મસબંધ તો લગભગ ત્રણસો સાડા ત્રણસોને આપ્યા"

"એથી શું થયું. એવા બ્રહ્મસબંધ તો હું અને તમે પણ આપી શકીએ પણ એની પાછળ ઇશ્વરી પ્રેરણા, તેજ, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય ક્યાં?"

× × ×

કચરા ઠક્કરની વાતોથી પાંચેક જણાને આ મહારાજ બનાવટી છે કે સાચા એ જાણવાની ઇચ્છા વધી. કોઇ પણ ભોગે એનો તાગ લેવા એ લોકોએ નિશ્ચય કર્યો.

એ સારા ડીટેકટીવોને સાથે લઇ કચરા ઠક્કર અને એ પાંચ જણા જે રેલ ગાડીમાં મહારાજ જગન્નાથજી જતા હતા એમાં ઉપડયા. રસ્તામાં એ ડીટેકટીવોએ ખાત્રી કરી લીધી કે એ બનાવટી મહારાજ છે. આવી ખાત્રી થતાં એ સઘળા જગન્નાથજી સુધી પાછળ ગયા.

જગન્નાથજીમાં પણ આ બનાવટી મહારાજને અપૂર્વ માન મળ્યું. આ રીતે આ નાટકના વધુ પ્રવેશ ન થાય એ દૃષ્ટિએ એ ડીટેકટીવ તથા પાંચ સાથે આવેલા વૈષ્ણવો સહિત મહારાજ પોતાને ઉતારે હતા એ વખતે એકલા ઓચિંતા જઇ કચરા ઠક્કરે છેલ્લી ખાત્રી કરી લીધી.

મહારાજ આવનારાઓ સામે દૃષ્ટિ કરે એ પહેલાં તો એક ડીટેકટીવે મહારાજનો બનાવટી ચોટલો ખેંચી કાઢયો. અને પછી

તો એ આઠે જણા એ બનાવટી મહારાજ પર તુટી પડયા. મારી મારીને એનો ટોપલા ઉત્સવ પુરો કરી નાખત પણ લક્ષ્મીદાસે કચરા ઠક્કરના પગ પકડી એની દયા માગી.

× × ×

"દાલચીવડા સાહેબ, આ મારી કથની સાંભળી આપ પણ મને તિરસ્કારશો નહિ. આપને આ વાત મેં આટલા માટે કહી છે કે ચાલીશ વર્ષ પહેલાં મેં કલકત્તાના વૈષ્ણવોને આ રીતે છેતર્યા હતા, એવી રીતે હવે કોઇ છેતરાય નહિ. લાખો રૂપિયા હું એ રીતે લાવ્યો હતો પણ આજે એક પાઈ પણ મારી પાસે રહી નથી. રૂંવાડે રૂંવાડે મને એ પાપ આજે મુંઝવી રહ્યું છે. મારી મૂક્તિ શી રીતે થાય એ મને આપ સમજાવો." આંખ્યમાં આંસુ સહિત એક ગામડામાં રહેતા એ ગરીબ વૃદ્ધે પોતાની કથની પ્રમાણિકતાથી મારી સમક્ષ કહી બતાવી.



# મહાસભાની જાતરા

"એલા રામલા કંઇ મનખો મળ્યો છે ના !"

"બાપુ, ગાંધીજીનું રાજ થયું એટલે પછી બાકી શું હોય ! ?"

"એલા પણ સાચે જ ગાંધીનું રાજ થયું છે ?" બાર ખોરડાના બાપુએ હોકાની ફુંક લેતાં મઢી સ્ટેશન પર જામેલી માનવમેદની તરફ દ્રષ્ટિ ફેંકી પોતાની સાથેના રામલા વાણંદને પ્રશ્ન પૂછયો.

"રાજ માથે શું શિંગડાં હોય ! બાપુ, સાંભળતા નથી આ બધા મા'તમાની જે' પોકારે છે તે !"

રામલો આગળ બોલે ત્યાં તો સ્ટેશનના પ્લેટફોર્મ પર 'મહાત્મા ગાંધીકી જય' નો પ્રચંડ ધ્વનિ ચારે તરફથી ઉઠયો.

મઢીના પ્લેટફોર્મ પર લાઉડ સ્પીકરથી સહુ આવનારાઓને સુચનાઓ અપાતી હતી.

"એલા રામલા, આ આકાશમાંથી કોણુ બોલે છે ?" દરબારે ચારે તરફ આકાશમાં દ્રષ્ટિ ફેંકી

"બાપુ ઈ તો આકાશવાણી થઈ–આકાશવાણી. હું નો'તો કે'તો કે સતજુગ આવ્યો છે, દેવતાઓ અવતર્યાં છે અને ગાંધીનું રાજ થયું છે." રામલાએ સામાન ઉપાડતાં ઉપાડતાં બાપુને સતજુગની યાદ આપી..

"હા માળું તારી વાત સાચી હો. રામલા આ આટલી બધી ભીડમાં આપણું શું થશે?"

"બાપુ, તમે તમારે હોકો બરાબર સંભાળજો અને મારી પાછળ પાછળ હાલ્યા આવજો. આ તો મહાસભાની જાતરા છે જાતરા. અહીં તો રાય પણ સરખા અને રંક પણ સરખા."

"એલા પણ આ ભીડમાં આપણે મહાસભામાં પોંચશું શી રીતે?"

"બાપુ ગાંધીનું રાજ છે એમાં અંધારાં હોય તહિ. તમે હાલ્યા આવો. ઠાકર મા'રાજ બધું ઠીક કરશે."

મઢીનું સ્ટેશન આજે હજારો માણસોથી ગાજી વાજી ઉઠયું હતું. આખોય હિંદી મહાસાગર મઢીમાં હીલોળા દેતો હોય એમ સ્ટેશનનું પ્લેટફોર્મ ભરતીમાં ઉછળતું હતું. મઢીના સ્ટેશન પર મહાસભાને અંગે ખાસ નિમાયલા સ્ટેશન સુપ્રિન્ટેન્ડન્ટ શ્રી. અંબાલાલભાઈ મુસાફરોની બધી સગવડ સચવાય એને માટે ખાસ કાળજી રાખી રહ્યા હતા.

એક પછી એક મુસાફર પ્લેટફોર્મ બહાર નીકળ્યા ત્યાં તો મોટર ખટારાની અલગાર લાગી રહી હતી.

"એલા રામલા, કયાં બેસશું?"

"બાપુ, ગુપચુપ હાલ્યા આવો 'સહુ ગત એ વહુ ગત' એમ આપણે પણ સહુની પાછળ હાલ્યા જવું અને સહુ બેસે ત્યાં બેસવું."

રામલાની બુદ્ધિ ઉપર એકલશિંગાના દરબાર ખુશ થયા. અને એક મોટરબસમાં પોતાના એ હજુરી સાથે બેઠક લીધી.

"એલા, હવે આ મોટર ખટારો ક્યારે ઉપડશે ?"

"બાપુ, ઈ તો વારાફરતી વારો આવે. જોયું ઓલો ગોરો સિપાઇ ઉભો છે તે સીસોટી વગાડશે એટલે આપણી મોટર છૂટશે."

"માળા ગોરા સિપાઇડા પણ ગાંધીના થઈ ગયા હો !"

"બાપુ, પેટ સહુનું સરખું છે. કાળો હોય કે ગોરો હોય. નોકરી કરવી હોય તો પછી અંગ્રેજ સરકાર હોય કે ગાંધી સરકાર હોય–જે હોય તેની કરવી પડે."

"ત્યારે આ બધી ગોરી પલટન પણ હવે ગાંધીને સલામું ભરતી હશે કેમ ?"

"હા ભરવી પડે, એના બાપને ય ભરવી પડે."

રામલો અને દરબાર વાતે ચડે ત્યાં તો ગોરા અફસરની સીસોટી વાગી અને એકલશિંગાના દરબારવાળી મોટર હરિપુરાને માર્ગે ઉપડી.

( ૨ )

એકલશિંગાના દરબાર બાર ખોરડાના બાપુ હતા છતાં દરબારી ઠાઠ ભારે રાખતા. આખી જીંદગી શેડકઢાં ભેંસનાં દુધ પીધાં હતાં એટલે વનમાં પહોંચ્યા છતાં ય હજુ મોઢા પર લોહીની ટશરૂં ફુટતી હતી. મોઢાપર દાઢી અને મુછોના થોભીયાથી દરબાર ભવ્ય લાગતા અને કોઇ મોટા રાજના રાજવી હોય તેવા દમામથી એ જ્યારે ખોંખારા ખાતા ત્યારે ખરેખર જોનારને એમ લાગે કે આ કોઈ મોટા ગામધણી છે.

હરિપુરાના પ્રેક્ષક વર્ગમાં પોતાના હજુરી રામલા વાણંદ સાથે ખાટલામાં પડયા પડયા દરબાર વાતો કરતા હતા. તેટલામાં એક ખાદીધારી પુરૂષે આવીને દરબારને રામ રામ કર્યાં.

"રામ રામ–કયાં રે'વું ?" દરબારે રામરામી કરવા હાથ લંબાવ્યો.

"રે'વું તો પાંચાળમાં પણ હમણાં મુંબાઇ રહું છું."

"મહાસભાની જાતરાએ આવ્યા હશો?" દરબારે હોકાની ફુંક લેતાં ધીમે અવાજે પૂછ્યું.

"હા. બાપુ—અને આપ આવ્યા એ પણ ઠીક થયું."

"ઠીક તો ખરૂં પણ મને તો કેટલાક બીવરાવતા હતા કે મહાસભાની જાતરાએ જશો તો એકલશિંગું ખોઇ બેસશો."

"બાપુ એ દિવસો ગયા. હવે તો કોંગ્રેસનું રાજ છે રાજ."

"ઇ વાતેય સાચી."

"બાપુ, જોયું નહિ, મઢી સ્ટેશનેથી ઠેઠ અહિં સુધી એક એક પોલીસ ઉભો હતો—"

"એ તો સરકારી હતો ના?"

"બાપુ, પણ સરકાર કોણ? હવે આપણે જ સરકાર છીએ. એ બધા પોલીસ આપણા ગૃહસચીવ કનૈયાલાલ મુન્શીના હુકમથી ઉભા હતા."

"ગરૂહ સચીવ એટલે?"

"તમે બાપુ જેને પ્રધાન કહો છો તે."

"ઇ પરધાન કોના?"

"મહાસભાના."

"એમ? ત્યારે તમારી વાત સાચી." દરબારે ફરીવાર હોકાની ફુંક લીધી.

"પણ એક વાત પૂછું.?"

"જરૂર."

"આ ફેદરડેશન એટલે શું?"

“ બાપુ, સહુ સાથે મળીને રાજ ચલાવશે એમાં રાજાઓ હશે, પ્રજાના પ્રતિનિધિઓ હશે...”

“ પણ અમારૂં રાજ તો રહેશે ના ?” દરબારે અધીરા થઇને પ્રશ્ન પૂછ્યો.

“ બાપુ, ફેદરડેશન એટલે મને પૂછોને ? મેં તો આપને ઘણી વખત કહ્યું છે કે એનો અરથ ‘ ફેર કુદરડી ’ થાય છે. એમાં રાજા અને પ્રજા સૌને કુદરડી ફરવી પડશે.” રામલો વણમાગ્યો બોલી ઉઠયો.

ખાદીધારી પુરૂષ રામલાની આ હાજરજવાબી પર હસ્યો.

“ હં. પણ તમે મને સમજાવો તો ખરા કે અમારૂં શું થશે ?”

“ બાપુ, સાચી વાત કહું તો ઇ ફેડરેશન આવે કે ન આવે પણ......”

ખાદીધારી પોતાનું વાકય પુરૂં કરે ત્યાં તો બહાર ‘ ઇનકીલાબ ઝીંદાબાદ ’નું ઝુમરાણ પડયું.

“ આ ‘ ઇનકીલાબ ’ ઇ વળી શું ?”

“ બાપુ, ઇ કહે છે કે રાજાઓની ‘ ઇલપ ’ હવે નહિ ચાલે.” રામલો હસી પડયો.

ઝુમરાણ વધ્યું એટલે દરબાર માથે ફાળીયું બાંધી ઝૂંપડી બહાર નીકળ્યા.

“ ભાઇ આ શું છે ?”

“ આ તો કિસાનોની કુચ છે.” સ્વયંસેવકે દરબારને જવાબ આપ્યો.

“ એટલે ?”

“ ખેડુતો પોતાનો પોકાર મહાસભાને સંભળાવવા આવ્યા છે.”

“ હવે તો ગાંધીનું રાજ થશે, અને આ [illegible]

કરે છે? ગાંધી એટલે ગરીબનિવાઝ–ગરીબોનો બેલી" દરબારે સ્વયંસેવક સામે આંખ માંડી.

( ૩ )

સાંજે દરબાર પોતાના હજુરી રામલા વાણંદ સહિત પ્રદર્શન જોવા નીકળ્યા.

"રામલા જાતરા ભારી જામી છે હો!"

"હા બાપુ. જોયા! મદરાસી છે, બંગાલી છે, દખણી છે, પંજાબી છે, સીંધી છે, ગુજરાતી છે, કચ્છી છે અને આપણા કાઠિયાવાડી પણ છે."

"માળો પોરબંદરનો એ મોઢ વાણીયો અવતારી પુરુષ ખરો, નકર કંઇ આટલો મનખો મહાસભાની જાતરાએ આવે ખરો."

"બાપુ ઇ તો શરી કરસન ભગવાન છે. પણ એની કિંમતું પાછળથી થશે. હમણાં નહિ થાય. કરસન ભગવાનને પણ વિદુર અને અકરૂર સિવાય બીજું કોણ ઓળખતું' તું? ખુદ એની મા જસોદાજી પણ ઓળખી નોતાં શકયાં."

"સાચી વાત."

"આ ગાંધીનું પણ બાપુ એવું જ સમજજો.ઓળખે એનાં ભાગ્ય."

"માળી પણ આ વિઠ્ઠલનગરની નગરી પણ જાણે ઈંદરાપુરી બની છે હો." દરબાર હાલતાં હાલતાં વિઠ્ઠલનગરની રચના જોઈ ઘેલા બન્યા.

પ્રદર્શનના દરવાજા આગળ દરબાર પહોંચ્યા ત્યાં એક કેસરીયા સાડી પહેરેલી સ્વયંસેવિકાએ દરબારને ઉભા રાખ્યા.

"બાપુ તમે કયાંથી?"

"તું કોણ?"

" ન ઓળખી ? " સ્વયંસેવિકા હસી પડી. દરબારે થોડી વખત સ્વયંસેવિકા સ્હામે મીટ માંડી.

" કોણ ગલુડી કુંભારણ ? " દરબારે બીતાં બીતાં પૂછયું.

" હા બાપુ હું ગલુડી. "

" તું કયાંથી ? " દરબાર હવે જોરમાં બોલ્યા.

" હું અહિં સ્વયંસેવિકા થઈને આવી છું. "

" એટલે ? "

" બાપુ, કાનુડાની ગોપી થઈને આવી છે સ્હમજ્યા ? " રામલાએ દરબારને સ્હમજાવ્યા.

" એમ ? મોટી ભાગ્યશાળી. કાના કુંભારનાં પૂન્ય બહુ મોટાં કે એની દીકરી આવા મહાસભાના જાતરાના પ્રસંગે અહિં હોય. "

" બાપુ, સેવા કરવા આવી છું. "

" હા હા, પણ તારો ઉતારો કયાં છે ? મારે બાજરાનો રોટલો જમવો છે. "

" બાપુ, ઇ નહિ બને. હું તો અહિં સ્વયંસેવક છું એટલે મારાં ઉપરી બ્હેન કહે તેમ મારે કરવાનું હોય છે. "

" તારે વળી ઉપરી ખરાં ? "

" હા બાપુ, આ તો બધી ગાંધીની ફોજ છે. એમાં જમાદાર, ફોજદાર, સુપરીનટેનડન્ટ સરદાર..."

" એવું ખરૂં ? " દરબારે ગલુડી સ્હામે જોયું.

" હા બાપુ, એવું ન હોય તો લાખો માણસની વ્યવસ્થા શી રીતે સચવાય. "

" માળો વાણીયો હુશિયાર ખરો હો. છોકરા અને છોકરીઉંને વગર પગારે દેશની નોકરી પર ચડાવી લીધાં."

"બાપુ, ઈ તો ભાગ્યમાં હોય તો જ આવી સેવા મળે..."

**"પણ ગલુડી, પરદશનમાં અમારે જાવું છે. તું લઈ જઈસના ?"**

**"બાપુ મારે તો અહિં ઉભું રહેવાનું છે. જો ઓલી બાજુ ટીકીટ બારી છે ત્યાંથી ટીકીટ લઈને અંદર જજો."** સ્વયંસેવિકાએ માર્ગ બતાવ્યો.

"પણ ગલુડી, તારા ગામનો હું દરબાર અહિં જાતરાએ આવું અને તું મને ચા પાણી પણ નહિ પા !?"

"બાપુ, અહિં થોડું મારૂં પિયર કે સાસરૂં છે કે તમને તાણ કરીને મારે ઘેર તેડી જાઉં?"

"પણ અહિં તારો ઉતારો બુતારો તો હશે ના ?"

"બાપુ, અમારી તો છાવણી છે."

"છાવણી તો લશ્કરની હોય. બાયડીઉંની છાવણી કેવી ?" દરબારે નાકનું ટીચકું ચડાવ્યું.

"બાપુ વળી ભૂલ્યા ? ગલુડી ગાંધીના લશ્કરમાં જોડાણી છે. જોતા નથી એના વેશ ! આ કેસરીયા રંગની બાવાની જમાત જેવા સાડલા પહેરીને જેટલીઉં ફરે છે ઇ બધીઉં ગાંધીના લશ્કરમાં છે." રામલાએ ખુલાસો કર્યો-

( ૪ )

"બાપુ મહાસભાની ટીકીટનો એક રૂપિયો પડશે."

"માળી આ ટીકીટનું લફરૂં અહિં બહુ ભારી છે ! પરદશનમાં ગયા તો કે બે આનાની ટીકીટ લ્યો. ત્યાં કવિ દુલા કાગ અને દેશભગત દાલચીવડાનાં લોકગીતો સાંભળવા ગીયા તો કે એક આનાની ટીકીટ લ્યો, વાતવાતમાં ટીકીટ ટીકીટ ને ટીકીટ !!"

"બાપુ આ તો જાતરા છે. આપણે ગોકળ મથુરાની જાતરાએ ગયા હતા ત્યાં બંસીબટ આગળ ગયા તો કે અહિં કંઈક ધરો,


"ગહુડી પરદશનમા અમારે જાતું છે."

રમણ રેતીમાં ગયા તો ત્યાં પણ ચોબાએ કહે અહિં ધરો, ગિરીરાજ ગયા તો કે અહિં પણ ધરો, નંદગામ ગયા તો ત્યાં પણ ધરવાની જ વાત. ઇ જાતરામાં જેમ

ધરવાની વાત હતી તેમ અહિં ટીકીટ લેવાની બીજું શું ?" રામલાએ ગોકુળ મથુરાની જાતરા સાથે મહાસભાની સરખામણી કરી.



" જો ઓલી બાજુ ટીકીટ બારી છે. ત્યાથી ટીકીટ લઈને અંદર જજો."

"પણ રામલા ઈ જાતરામાં તો સામો પરસાદ મળતો હતો. અહિં તો ખાવાના પણ પૈસા આપવા પડે છે એનું કેમ?" દરબારે શંકા રજુ કરી.

"બાપુ, ઓલી જાતરાવાળાએ તો જાતરાની હાટડીઓ માંડી છે અને આ તો માથાં મૂકીને દેશ સેવા કરનારાઓને મેળો છે. જોતા નથી બધાય મફત કામ કરે છે. લખોપતિના દિકરાઓ સંડાસું સાચવે છે. અને..."

"કાં બાપુ, મહાસભાની ખુલ્લી બેઠકમાં આવવું છે ના?"

"હા. ગલુડી હા. તું પાછી અહિં કયાંથી આવી?"

"બાપુ, અત્યારે મ્હારો અહિં પહેરો છે."

"પહેરો!?" દરબાર ખડખડાટ હસી પડયા.

"બાપુ, કેમ હસો છો?" રામલાએ દરબાર સ્હામે જોયું.

"આ એકલશિંગાની કુંભારણ પહેરો ભરૂં છું એમ કહે એટલે તો હસવું જ આવે ના?"

"બાપુ, આપને મારા પહેરાનો પ્રતાપ જોવો છે?"

"શું કરીશ?"

"અહિંથી નહિ ખસવા દઉં."

"એમ કે?"

"હા."

"જો આ..." દરબારે પગલાં આગળ માંડવા પગ ઉપાડયો.

"ખબરદાર." ગલુડીએ બુમ પાડી અને સાથે સાથે સીટી મારી.

"સીટીને અવાજે ચાર સ્વયંસેવિકાઓ દોડી આવી અને એક બીજા સાથે પંજા ભીડી દઇ દરબારની સ્હામે કોર્ડન કરીને એ પાંચે જણી ઉભી રહી.

"તમે અહિંથી નહિ જઇ શકો." પાંચે જણી એક સામટી બોલી ઉઠી.

દરબાર આ કેસરીયા સાડલાવાળી છોકરીઉંને જોઇ રહ્યા.

"અમારાથી નહિ જવાય ?"

"આ રસ્તે નહિ જવાય, ઓલે રસ્તે..."

"પણ હું એકલશિંગાનો દરબાર, આ ગલુડીના ગામનો બાપુ."

"એ જે હો તે હો. અહિંથી એક પણ પગલું આગળ વધ્યા છો તો ખબરદાર છે."

દરબારે જાણીજોઈને તરવારપર હાથ નાંખ્યો.

"એ તમારૂં દાતરડું અહિં કંઈ કામ નહિ લાગે." પાંચમાંની એક સ્વયંસેવિકા હસી પડી.

દરબાર થોડો વખત આ પાંચે છોકરીઓના તેજ સ્હામે જોઈ રહ્યા.

"કેમ બાપુ, જોયું અમારૂં કામ ?" ગલુડી મોટે સાદે હસી પડી.

"હજુ વધારે કંઇ જોવું છે ?" ગલુડીએ દરબારને પૂછ્યું.

"ના માવડી, હવે તમે જોગમાયા જેવીઉં જેમ કહો તેમ કરવા હું તૈયાર છું."

ગલુડીએ મહાસભાની શરૂઆત થવાનો વખત થઇ ગયો છે એ જાણી દરબારને રૂપિયાવાળી ટીકીટ લઇને મહાસભાના મંડપમાં રામલા સહિત દાખલ કરાવ્યા.

આકાશની છત્ર છાયા નીચે મહાસભાની બેઠક શરૂ થઈ અને વ્યાસપીઠપર ત્રણ બંગાલી જુવાનો અને ત્રણ બંગાલણ યુવતીઓએ વંદેમાતરમનું ગીત શરૂ કર્યું.

ચાર લાખ પ્રેક્ષકો એ વખતે ઉભા થઇ ગયા. દરબાર પણ ઉભા થયા અને રામલાના કાનમાં પોતાનું મોઢું ધર્યું:

"રામલા, આ શું?"

"બાપુ ઇ ઈંદરલોકની અપ્સરાઓ દેવતાઓને વધાવે છે."

વંદેમાતરમ્ પુરૂં થયું. સહુ બેઠા. દરબાર તો આ દ્રષ્ય જોઇ આભા થઈ ગયા.

"રામલા મને ફેર આવે છે."

"કેમ બાપુ?"

× × ×

મહાસભાની જાતરા કરીને દરબાર અને રામલો એકલશિંગા પાછા આવ્યા ત્યારે બાર ખોરડાંનું એ ગામ હરખઘેલું થયું. બાપુનાં સામૈયાં થયાં.

"બાપુ, મહાસભાની જાતરા કેવીક?" પટેલે હાથ જોડી બાપુને પૂછ્યું.

"પટેલ, વાત પૂછો માં, જેણે એ જોયું નહિ એણે કાંઇ જોયું નહિ."

"એટલું બધું?"

"પટેલ, ભલે પ્રભુએ મનખા દે આપી અને ઈ પણ આ વખતે કે આવી જાતરા કરવાનું મળ્યું."

"પણ બાપુ, મેં સાંભળ્યું છે કે ઉપરી સત્તાની તમારા ઉપર રાતી આંખ્યું થઇ છે."

"રાતીયું થાય, ધોળીયું થાય, લીલીયું થાય કે પીળીયું થાય, એનું આપણે શું કરશું? જાતરા કરવી એ તો દરેક જાતરાળુનો ધરમ છે, અને ધરમને આડે કોણ આવી શકે?"

# વે દી ઓ

"તમે આ શું લઈ આવ્યા ?" મધુરી હસી પડી.

"કાં તમે મંગાવ્યો હતો એ લોટ લઈ આવ્યો."

"આ લોટ શેનો છે એ જોયું ?"

"કેમ ?"

"તમે પણ ઠીક લાગો છો હો ?"

"પણ થયું શું ?"

"મેં મંગાવ્યો હતો અડદનો લોટ..."

"આ અડદનો જ લોટ છે."

"કોણે કહ્યું ?" મધુરીએ સ્હેજ ભવાં ચડાવ્યાં.

"હું કહું છું." બોલતાં બોલતાં કીસનલાલે દ્રઢતાથી પોતાના હોઠ બીડ્યા.

"અડદનો લોટ અને ચણાનો લોટ ઓળખવાનું શિખ્યા લાગતા નથી."

કીસનલાલે થાળીમાં ઠલવેલા લોટ સ્હામે જોયું.

"ત્યારે આ શું ચણાનો લોટ છે ?"

"તમે જાણો." મધુરીએ છણકો કર્યો.

"કંઇ નહિ. અડદના લોટને બદલે ચણાનો વાપરજો. અડદ ને ચણા એ બેમાં કંઇ ફેર નથી. બન્ને જમીનમાં જ પાકે છે." કીસનલાલે માથું ખજવાળતાં ખજવાળતાં પોતાની પત્ની સ્હામે જોયું.

"અડદ ને ચણામાં કંઇ જ ફેર નહિ ?" મધુરીએ પોતાના પતિ સામે મીટ માંડી.

"એક માના દીકરામાં જેટલો ફેર હોય એટલો આ બે વચ્ચે કદાચ હોય ખરો !" કોઈ તત્વવેતા તત્વજ્ઞાન વિષે ચર્ચા કરતો હોય તેવી ગંભીર કરચલીઓ કીસનલાલના કપાળ પર પડી.

"મેં તમને ચોકખું કહ્યું હતું કે મારે આજે પાપડ કરવા છે."

કીસનલાલ કાશી અને કલકત્તાથી ઉંચી કેળવણી લઇને આવ્યો એજ વર્ષમાં એનાં મધુરી સાથે લગ્ન થયાં. લગ્ન પહેલાં મધુરીને કાને એવો કંઇક ગણગણાટ પહોંચેલો કે કીસનલાલ વેદીઓ છે, ભણ્યો પણ ગણ્યો નથી. મધુરીએ કીસનલાલને પ્રથમ જોયો ત્યારે એના દેખાવથી એ આકર્ષાઇ હતી. એને વેદીઓ કહેવામાં કહેનારનો કંઇ સ્વાર્થ હશે એમ જાણી મધુરીએ અને એની માતાએ કંઇ ગણકાર્યું નહોતું. પણ પરણ્યા પછી કીસનલાલ અને મધુરીએ મુંબઇ આવીને ઘર માંડયું ત્યારે ડગલે ને પગલે પ્રસંગે પ્રસંગે મધુરીને એના વેદીઆ-પણાનો અનુભવ થયો.

આવો ભણેલો ગણેલો રૂડો રૂપાળો, છેલછબીલો વર મળ્યા છતાં એના વેદીઆપણાથી મધુરી ઘણી વખત કંટાળી જતી છતાં એને પોતાના પતિ માટે માન હતું. એ કોઇ દિવસ મધુરીને ટોંકતો નહિ કે કંઇ કહેતો નહિ. સ્ત્રી એ તો ગૃહદેવી છે એવી માન્યતા

પોતાના જીવનમાં ઉતારવા એ નિત્ય પ્રયત્ન કરતો. મધુરીને એ હંમેશાં બહુવચને 'તમે' કહીને બોલાવતો. કોઇ કોઈ વખતે એનું વેદીઆપણું જ્યારે જાગતું ત્યારે એ મધુરી માટે પુષ્પો લઇ આવી, એની વેણી પોતાને હાથે બનાવી અને મધુરીના નાગના ફીંડલા જેવા ચોટલામાં એ વેણી પહેરાવી એને ઉર્વશીની ઉપમા આપી શૃંગાર રસના સંસ્કૃત શ્લોકોની ઝડીઓ વરસાવતો. મધુરી એનું વેદીઆપણું અમુક અંશે નભાવી લેતી પણ જ્યારે એ મધુરીને હિંડોળે બેસાડી એને ઝૂલાવવાની ધૂનમાં ચડતો ત્યારે મધુરી એને અટકાવતી.

મધુરી સર્વ પ્રકારે એકંદરે સુખી હતી પણ જ્યારે મિત્રો, પાડોશીઓ અને સગાં વહાલાંઓ એના પતિના વેદીઆપણા વિષે છાનું છાનું હસતાં ત્યારે એને ઝીણું ઝીણું દુઃખ થતું ખરૂં.

(૨)

"કાં કીસનલાલ, હું હવે ઉઠું? મારે ઓફીસે જવાનો ટાઇમ થયો છે." કંટાળીને સુખલાલે ભેંસની પેઠે આગોળતા કીસનલાલ સામે જોયું.

"એમ ઉઠાય? કીસનલાલભાઇ આપણે ત્યાં મહેમાન તરીકે આવ્યા છે. મહેમાન સાથે જમવા બેસો અને આમ વહેલા ઉઠી જાઓ એ કેમ ચાલે!" સુખલાલની પત્નીએ પોતાના પતિને અતિથિ ધર્મ સમજાવ્યો.

"ના, ના, ભાઈ ઉઠો ઉઠો, મને હજી અરધા કલાકની વાર લાગશે." કીસનલાલે રોટલીનું બટકું મોઢામાં મૂકતાં મૂકતાં બહુ શાંતિથી જવાબ આપ્યો.

"આપણે જમવા બેઠા ત્યારે સાડા દસ થયા હતા હમણાં પોણાબાર થવા આવ્યા. મેં અરધા કલાકથી તો ખાઇ લીધું છે માત્ર વિવેકની ખાતર જ તમારી સાથે બેઠો છું અને તમે તો હજી રોટલી જ ખાયા કરો છો. ભાત લેશો ત્યાં તો હજી બીજો અરધો કલાક સહેજે થઇ જશે."

" જમણવાર કે જમણધાડ ! તમે બધા જમવાનું શાસ્ત્ર સમજતા લાગતા નથી એટલે લબલબ ખાઇને ઉઠી જાઓ છો. પુરેપુરૂં ચાવવું, એનો રસ બનાવવો અને પછી જ કોળીઓ ઉતારવો એવું સ્વામી સુખાનંદજીએ મને શીખવ્યું છે ત્યારથી હું તો આ રીતે રોજ ખાઉં છું."

" ચાવીને ખાવું એ સાચી વાત પણ એમાં આ રીતે અતિશયતા કરવી એ તો વેદીઆપણું કહેવાય."

" એ તમારે કહેવું હોય તેમ કહો, બાકી હું તો આમ ધીમે ધીમે જમવામાં જ જમવાનું મહત્વ સમજું છું"

આ બાબતમાં વધુ ચર્ચા કરવા જેટલો વખત સુખલાલના હાથમાં રહ્યો નહોતો. એટલે એ તો ઉતાવળે ઉઠયો અને હાથ ધોઇ નાંખ્યા.

" લ્યો ફીસનલાલ, સાહેબજી, હું તો જાઉં છું. તમે નિરાંતે જમજો."

" કંઇ ફીકર નહિ મારૂં ઘર છે." ઠંડા માટલાની પેઠે રોટલી ધીમે ધીમે ચાવતાં ફીસનલાલે સુખલાલને વિદાય આપી.

ફીસનલાલને જમાડવામાં સુખલાલ ઓફીસે રોજના નિયમ કરતાં ઘણો મોડો પહોંચ્યો.

એના ઉપરીએ મોડું થવાનું કારણ પૂછયું અને જ્યારે સુખલાલે ફીસનલાલનું નામ દીધું ત્યારે એ બોલી ઉઠયો:

" ઓહો વેદીઓ ! એને જમતાં જ કયાં આવડે છે. માળો દેશ કાળ સ્થિતિ જોયા વિના જ્યાં જમવા જાય ત્યાં કલાકો સુધી ચાવ્યા જ કરે."

" એને એક સ્વામીએ શીખવ્યું છે કે ખૂબ ચાવીને ખાવાથી શરીરને ફાયદો થાય છે."

" ચાવીને ખાવાથી ફાયદો થાય એ સહુ કોઇ જાણે છે પણ એમાં આટલું બધું વેદીઆપણું તો આ ફીસનલાલ જ કરે છે. ભલો

માણુસ કોઇને ઘેર જમવા જાય ત્યાં પણ કલાક બે કલાક અડચો જ રહે છે."

"મેં આવું આવું એને વિષે ઘણું સાંભળ્યું હતું પણ અનુભવ્યું તો આજે જ."

"તમે એની એક વાત નહિ સાંભળી હોય. એક વખત એ કાઠિયાવાડ એક્પ્રેસમાં મુસાફરી કરતો હતો. બપોરે જમવાનો વખત થયો એટલે રીફ્રેશમેન્ટ કારમાંથી દાળ ભાત રોટલી શાક મંગાવ્યાં. ચાલતી ગાડીએ પણ ધીમે ધીમે ચાવીને ખાવાનું એનું વેદીઆપણું ચાલુ રહ્યું. એને વલસાડ ઊતરવું હતું. પણ ખાવામાં ઉતાવળ શી રીતે કરાય ? અને ખાવું અધુરૂં પણ કેમ મૂકાય. કારણ કે થાળીના આઠ આના પુરેપુરા આપવાના હતા. એટલે વલસાડ આવ્યું, ગાડી ઉભી રહી અને ઉપડી તોય આ ભાઈસાહેબ તો એની હમેશની રીત મુજબ ભાત દાળને પણ ચાવી ચાવીને ખાવામાં તલ્લીન રહ્યા. ઠેઠ નવસારી આવ્યું ત્યાં સુધી એનો ચાવીને ખાવાનો એ ક્રમ ચાલુ રહ્યો.

પરિણામે વલસાડથી નવસારી સુધીનું રેલ્વેનું ભાડું ટીકીટ કલેકટરે એની પાસેથી વસુલ કર્યું અને નવસારીથી વળતી ટ્રેનમાં ટીકીટ ખરચી એ વેદીઆજી વલસાડ પાછા ફર્યા.

"આવો અક્કલ વિનાનો માણુસ તો મેં પણ એક જ જોયો છે. ભલો માણુસ ઠેઠ કાશી અને કલકત્તાની કોલેજોમાં ભણી આવ્યો તોય એને જીવન કેમ જીવવું એ આવડતું નથી. બિચારી મધુરી જ એ વેદીઆને નિભાવે છે બાકી બીજી કોઈ સ્ત્રી એનાથી તો જરૂર કંટાળી જાય."

(૩)

"લ્યો આ ચા ઠરી જાય છે. આમ આખો વખત લખ લખ કરીને તમને કંટાળો આવતો નથી ?"

ચા'ના પ્યાલા સહિત મધુરીને પોતાની સામે ઉભેલી જોઇ ફીસનલાલે લખતાં લખતાં ઉંચું જોયું.



"શ્રીમતી! તમને ખબર છે કે હું લખતો હોઉં એ વખતે મને જગતનો શહેનશાહ પણ વચમાં અટકાવી ન શકે."

"પણ હું તો જરૂર અટકાવી શકું." મધુરી ધીમું ધીમું હસી.

"કાયદો એ કાયદો. એ સહુને માટે સરખો છે. એટલે તમે જે કુમકુમને પગલે અહિં આવ્યાં છો એ જ પગલે એ ચા'ના કપસહિત ચાલ્યાં જાઓ."

"હવે લ્યો, લ્યો. એ કાયદા બાયદા મારી આગળ નહિ ચાલે."

"શું કહ્યું મધુરી? હું જ્યાં સુધી સ્ત્રી સન્માન રાખું છું ત્યાં સુધી ઠીક છે પણ મારા નિયમોની વચ્ચે જો તમે આમ આવ્યા

કરશો તો પછી મારે ન છૂટકે આ સન્માનની એ મહામૂલી ભાવનાને રૂખસદ આપવી પડશે."

"પછી?"

"એ પછી બછી નહિ ચાલે. હુ ખાતો હોઉં ત્યારે, હું વ્યાયામ કરતો હોઉં ત્યારે, હું લખતો હોઉં ત્યારે, તમારે મારા એ કાર્યક્રમને બિન અડચણે, જરા પણ ડખલ વિના, સર્વાંગ અખંડિત ચાલવા દેવો. એ કાર્યોમાં કોઇ પણ સંજોગમાં ડખલ ન થાય એ જોવા હું હરહમેશ આતુર રહું છું."





"એ બધું ભાષણ પછી કરજો. આ ચા હવે ઠરી જશે માટે પહેલાં એને ઇન્સાફ આપી પછી આ બધા કાગળીયા સાથે માથાઝીક કરવી હોય એટલી કરજો."

"મધુરી... મધુરી..." કીસનલાલે ત્રાડ પાડી.

"જુઓ તમે આવી ત્રાડ પાડશો એટલે પાડોશીઓ સમજશે કે આપણે બન્નેએ કુરૂક્ષેત્ર જગાવ્યું છે. તમે તો સ્ત્રીશક્તિને સન્માનનારા છો. સ્ત્રીસન્માનના સાચા ઉપાસક છો માટે ખૂબ શાંતિથી આ ચાનો પ્યાલો પી જાઓ." મધુરીએ પોતાના પતિને પટાવવા માટે થોડી નરમાશ બતાવી.

"મધુરી..."

"બૂમો શા માટે પાડો છો?"

"બસ હું કહું છું કે જાઓ. મારૂં આ લખાણ મને પુરૂં કરવા દીયો."

"અને ન કરવા દઉં તો?"

"તો પછી તમારે અને મારે હમેશનો જે મેળ છે એ ખંડિત થશે."

"પણ તમે આટલી બધી ત્રાડો પાડી આટલી બધી ચર્ચા કરી તમારૂં માથું દુખાવ્યું એને બદલે આ ચાનો કપ પી લીધો હોત તો એમાં કેટલી વાર લાગત!?"

હવે કીસનલાલની સ્ટીમ કાબુમાં ન રહી. એણે પોતાના મેજ પર પડેલા કાગળોનો ડુચો કરી જમીન પરે જોરથી એનો ઘા કર્યો.

"આ તે કોઇ બૈરૂં છે કે બલા? હું સમજાવીને કહું છું તો ગણકારતી જ નથી. મધુરી ચાલ જા–"

"પણ તમે એવું તે શું લખતા હતા કે એમાં સહજ પણ ડખલ થતાં આટલા બધા ઉકળી હાલ્યા છો?"

મધુરીએ પોતાના પગ આગળ પડેલો કાગળનો ડુચો ઉપાડયો અને પોતાના હાથમાંનો ચાનો પ્યાલો ટેબલ પર મૂકી એ કાગળો સરખા કરી એમાંનું લખાણ પોતે વાંચ્યું:

"ચાથી શરીરને નુકશાન થાય છે. ચા પીવો એટલે ધોળું ઝેર

સેવવું. ચાના ગેરફાયદા અગણીત છે. ભારતવર્ષે જો સાચી શરીર-સંપતિ જાળવવી હોય તો 'ચા' ને દેશનિકાલ કરવી. હં. હું સ્હમજી તમે એટલા માટે જ આજે આ ચાના પ્યાલા સામે તિરસ્કાર બતાવી રહ્યા છો." મધુરીએ કટાક્ષ કરી ગુસ્સામાં હાંફતા કીસનલાલ સ્હામે જોયું.

"નહિ નહિ. ચાને તો હું ચાહું છું પણ હું જે કંઇ કામ કરૂં એમાં ખલલ ન પડવી જોઇએ એ મારો સનાતન સિદ્ધાંત છે."

"ચાને તમે ચાહો છો ? જો ચાહતા હો તો આ અરધી ઠરી ગયેલી ચાનો કપ પી જાઓ જોઉં."

મધુરી એ શબ્દો બોલી ન બોલી ત્યાં તો કીસનલાલે ચાનો પ્યાલો મોઢે માંડયો.

"વાહરે ચાની વિરૂદ્ધ લેખ લખનારા લેખક. આ તો બધું પોથી માંહ્યલાં રીંગણાં જેવું લાગે છે." મધુરીએ કીસનલાલે અધુરો મુકેલો લેખ એના દેખતાં જ ફાડી નાંખ્યો.

( ૪ )

કીસનલાલના કાકાને ત્યાં લગ્ન હોવાથી મધુરી અને કીસનલાલ બન્ને આજે વડોદરે આવ્યાં હતાં.

આવ્યા પહેલાં મધુરીએ કીસનલાલને ખાનગીમાં સુચના આપી દીધી હતી કે આ પ્રસંગે કીસનલાલે બહુ સાવધ રહી એના પર 'વેદીઆ' થવાનો જે આક્ષેપ છે એ સદાને માટે ભૂસી નાંખવો. સહુ લોકો પોતાને વેદીઓ કહે છે એ એક પ્રકારનું કલંક છે એમ લાગવાથી કીસનલાલે પણ વર્ષોના અનુભવ પછી એમ નક્કી કર્યું હતું કે વડોદરામાં સૌ કરે એમ કરી પોતે વ્યવહારકુશળ છે એ સહુને સાબીત કરી બતાવવું.

બોલવામાં, ચાલવામાં, હાલવામાં, ખાવામાં, પીવામાં, હસવામાં. કીસનલાલે આજે ફેરફાર કરી નાંખ્યો હતો.

કીસનલાલ આજે જમીને સહુની સાથે ઉઠી ગયો. એ જોઇને ઘણાઓને અજાયબી લાગી અને સહુ અંદર અંદર વાતો કરવા લાગ્યાં કે વેદીઓ આવો ડાહ્યો શી રીતે થઇ ગયો?

સાંજ સુધી બરાબર બધું સીધું સુતરૂં ચાલ્યું. કન્યાને માંડવે વરઘોડો આવે છે એની તૈયારી ચાલી રહી હતી. સહુ કોઇ વરપક્ષ માંડવામાં આવે ત્યારે એનું સ્વાગત શી રીતે કરવું એની દોડાદોડીમાં પડયાં હતાં. ત્યાં તો માંડવાને એક ખૂણે ધોતીઆનો કચ્છોટો મારી કીસનલાલ લાઠી ફેરવવા ઉભો રહ્યો. અને એણે તો 'આગે ફ્લાંગ' 'પીછે ફ્લાંગ' 'ચોમુખી એક–દો' ના દાવ શરૂ કરી દીધા. એક બાજુ વરઘોડાનાં વાજાં સંભળાય છે અને બીજી બાજુ કીસનલાલના દાવ જામ્યા.

"અરે કીસન આ શું આદર્યું?" કીસનલાલના કાકા દોડતા આવ્યા.

"કાકા જરા રોજની મારી કસરત કરી લઉં."

"અરે પણ અત્યારે........."

"કાકા મારા કસરત શિક્ષકે મને શીખવ્યું છે કે એક પણ દિવસ કસરત વિનાનો ખાલી જવો ન જોઇએ."

"અરે પણ કંઈ સંજોગ તો વિચારવો જોઈએ ના?"

"નહિ કાકા, એ મારી નિયમિતતા તો ધ્રુવના તારા જેવી અખંડ ને અચળ છે."

સહુની અજાયબી વચ્ચે એણે તો લાઠીના દાવ ચાલુ રાખ્યા. કેટલાંક સગાંવહાલાં કીસનલાલને લાઠી ફેરવતો જોઇ અંદર અંદર બોલવા લાગ્યાં: "જોયો આ વેદીઓ."

"કીસન......" કીસનલાલના કાકાએ બૂમ પાડી.

"કાકા, ડખલ કરો માં, મને મારો કાર્યક્રમ પુરો કરી લેવા દીયો."

" અરે તારો કાર્યક્રમ હું કહું ત્યાં......" કીસનલાલના કાકાએ એને લાઠી ફેરવતો અટકાવવાના પ્રયાસ કર્યો તેટલામાં તો 'જંગમો' નો દાવ કીસને શરૂ કર્યો તેની લાઠી કીસનલાલના કાકાની ફાંદ પર લાગી.

લોકો ભેળાં થઇ ગયાં. હો હો વધી ગઇ. સ્ત્રી વર્ગમાં આ અવાજ પહોંચ્યો અને મધુરી દોડતી આવી

સહુનો રોષ પોતાપર ઉતર્યો છે એમ માની કીસનલાલે મધુરી આવતાં જ ત્રાડ પાડી:

"શ્રીમતી, ચાલો આપણે અહિંથી હમણાં જ તારકેશ્વરની ધર્મશાળામાં ચાલ્યા જઈએ. અને હું મારા આ લાકીના દાવ પુરા કરી લઉં પછી આપણે પહેલી ટ્રેન પકડી લઇએ."

મધુરી એની પાસે ગઈ અને ધુમટામાંથી ડોળા કાઢી ધીમે અવાજે કહ્યું: "હવે વેદીઆ થાઓ માં વેદીઆ!"



# મૂળજીભાઈના મૂળા

"એલા મૂળજી, તારી વાડીના તે કંઈ મૂળા છે! અહોહો જાણે લીલો નાઘેર ઉભો છે!"

કરૂણાશંકરને મૂળા ખાવાનું મન થયું છે એમ એની વાણીપરથી લાગતાં કોસ હાંકતો હાંકતો મૂળજી સથવારો ઉભો રહ્યો.

"ભટ્ટજી, આજે તો મૂળા લઇ જાઓ. ઉભા રહો હું થોડા લઈ આવું."

"ના, ના, મૂળજી મૂળા એમ ન લેવાય."

"કાં!?"

"અરે આવા રાણી છાપના રૂપિયા જેવા મૂળા એકલા ન શોભે!"

"ત્યારે!"

"એની સાથે તો રસબસતા ઘીના લાડવા જોઇએ લાડવા."

"તે લાડવા તમે તમારે ત્યાં બનાવો અને મૂળા મારે ત્યાંથી લઇ જાઓ" મૂળજીએ વિવેક કર્યો.

કરૂણાશંકર ભટ્ટ રોજ મૂળજીને ખેતરે ન્હાવા આવે અને મૂળાની પ્રશંસા કરે. મૂળજી સથવારો પોતે ઘરનો ગરીબ હતો છતાં ખેડુતને સુલભ એવી ઉદારતાથી કરૂણાશંકરને જોઇએ તેટલા મૂળા લઇ જવા માટે આગ્રહ કરતો. પણ કરૂણાશંકરની દાનત તો મૂળા સાથે ચુરમાના લાડુ ઉડાવવાની હતી એટલે જ્યારે જ્યારે મૂળજી મૂળા લઇ જવાનો આગ્રહ કરે ત્યારે ત્યારે એ પોતાની મેળે લાડુનું નોતરૂં માગી લે.

આજે તો કરૂણાશંકર નિશ્ચય કરીને આવ્યો હતો કે કોઇ પણ રીતે મૂળજીના ઘરનું લાડુનું નોતરૂં પોતે મેળવવું જ.

રોજના નિયમ મુજબ મૂળજી કોસ હાંકતો હતો તેટલામાં કરૂણાશંકર ભટ્ટ સ્નાન કરવા આવ્યા.

"ભટ્ટ બાપા પગે લાગીએ." મૂળજીએ કોસના વરત પર એક પગ મૂકી કરૂણાશંકરનો સત્કાર કર્યો.

"આશીર્વાદ." ભારે અવાજે કરૂણાશંકરે એ સત્કારનો જવાબ વાળ્યો.

પછી તો મૂળજી કોસ હાંકવામાં તલ્લીન હતો અને કરૂણાશંકરે કોસના ધોરીઆ આગળ બેસીને દાતણ કર્યું. દાતણ કરતાં કરતાં એણે મૂળજી તરફ તીરછી દૃષ્ટિ નાખી જોયું. આજે લાડુનો જોગ થાય એવા સારા સ્વભાવમાં એ સથવારો છે કે નહિ એ એના ચહેરા પરથી તપાસવા ગોર મહારાજે ધારી ધારીને મૂળજી તરફ જોયું. પણ મૂળજી તો કોસ હાંકવામાં, બળદને ડચકારવામાં અને ખેતરના ક્યારામાં પાણી બરાબર પહોંચે છે કે નહિ એની વિચારણામાં રોકાયલો હતો; એટલે એને આ લાડુભટ્ટની સામે જોવા જેટલી ફુરસદ નહોતી.

મૂળજીનું ધ્યાન ખેંચવા કુંડીમાં નાતાં નાતાં મોટે અવાજે ગંગા, યમુનાં, ગોદાવરી, સિંધુ, સરસ્વતી એમ દરેક નદિઓનાં નામ

કરૂણાશંકર લઈ ગયો. એનો એ પાસો સીધો પડયો. નદિઓનાં જોરથી નામ લેતા કરૂણાશંકર તરફ મૂળજીનું ધ્યાન ખેંચાયું.

"કાં, ભટ બાપા આજે ટાઢ બહુ પડતી લાગે છે. અને એ ટાઢમાંથી બચવા માટે આ બધી નદિયું આજ તમને સાંભરી લાગે છે."

"મૂળજી તું નાસ્તિક લાગે છે. તારા બાપ ગાંગા ભગત આવા નો'તા. એ તો કથાકીર્તનમાં જાય, દેવદર્શને એ હોયજ, અને અમારા જેવા સુપાત્ર બ્રાહ્મણોને મહિનામાં એક બે વાર તો ચુરમાના લાડુ જમાડે જ. તું તો સુકો ટાટ થઈ ગયો છે. કથા કીર્તન સાથે જાણે તને કંઇ સંબંધ નથી. ભગવાનનું નામ તો તું સાવ ભૂલી ગયો છે અને અમારા જેવા બ્રાહ્મણોને લાડુ જમાડવામાં તો જાણે સમજ્યોજ નથી."

"એ ગોર મહારાજ તમને લાડુની વાતું આવડે છે. અમારાં છોકરાંઓને બોરી જુવાર પણ આજે ખાવા મળતી નથી, તેમાં તમને લાડુ કયાંથી જમાડીએ."

કરૂણાશંકરે મૂળજીના ચહેરા તરફ તાકી તાકીને જોયું. કંઈ જોગ થાય એવા સંજોગ દેખાયા નહિ એટલે ફરી પાછું મૌન સેવ્યું.

કુંડીમાં નાહને ઘોરીઆમાં છીપરાં ઉપર એણે પોતાનું ધોતીયું ધોવાની શરૂઆત કરી ફરી પાછા પાસા નાખ્યા.

"ખરેખર મૂળજી તું ભાગ્યશાળી ખરો. આ રજકા વચ્ચે ઉભેલા તારા લીલા કંજાર જેવા મૂળા આ ખેતરમાં કોઈ દિવસ નથી થયા હો! ભાઇ ભાઇ, શું એકેકો મૂળો છે! જાણે બરફના ટુકડા. ઓહો વાહ રે મૂળો વાહ! એનાં પતિકાં તો જાણે ધોળો ધોળો ચંદ્રમા! અરે આ તે કંઈ મૂળા છે! સ્વર્ગલોકના દેવ પણ એના પતિકાં ખાવાને લલચાય એવી એની કાંતિ છે..."

"ભટ્ટજી બહુ વખાણ કરો માં, મૂળા ટોંકાઈ જશે."

" અરે મૂળજી, આ મૂળા તે ટોંકાય ? આને તો અશ્વનીકુમાર પણ ચાહે. આને તો ધનવન્તરીઓ પણ વનસ્પતિનું ધન કહે, આ મૂળાને તો અપસરાઓ પણ વરમાળ અર્પે એવો એક એક મૂળો છે ! આ મૂળાના વધારીયા. ભાઇ ભાઇ એવા થાય કે ખૂદ કૃષ્ણ ભગવાન પણ લક્ષ્મીજી સહિત એ આરોગવા આવે ! અને આ તે કંઇ મૂળા છે ! પ્રભુએ એકેએક મૂળો નવરે દિવસે સાક્ષાત પોતાને હાથે ઘડયો લાગે છે. શું એનાં રૂપ, શું એની લીલાશ, શું એની તાજગી..."

" ભટ્ટજી, એમ વખાણ કર્યે શું વળે ? આજે તો એક ફાંટ બાંધી આપું તે લઇ જાઓ અને ખૂબ ખાઓ. " મૂળજીએ બળદની રાશ છોડી મૂળાના કયારા તરફ પગલાં માંડયાં.

" એ મૂળજી, મારે તારા એ મૂળા ખાવા છે ખરા, પણ લાડુ સાથે. એકલા મૂળા ખાવા હરામ છે. જે દિવસે લાડુનું નોતરૂં તારા ઘરનું આવે ત્યારે તારે ઘેરે જ લાડુ સાથે એ મૂળા જમવા એવી મારી ભીષ્મપ્રતિજ્ઞા છે. "

( ૨ )

રોજ રોજ કરૂણાશંકરની લાડુની માગણીથી મૂળજી કંટાળ્યો. આજે ગામમાં દેવચંદ શેઠની દુકાને જુવાર લેવા એ આવ્યો' તો ત્યાં એને એ કરૂણાશંકરની લાડુની માગણી યાદ આવી. એણે દેવચંદ-શેઠને એ હકીકત કહી. દેવચંદશેઠ ચતુર વાણીયો હતો. એણે મૂળજી પાસેથી સર્વ હકીકત સાંભળી લીધી અને પછી એ કરૂણાશંકરનો ઘાટ ઘડવાની તદબીર રચી.

" મૂળજી, તું એ ગોરને મૂળા ખવરાવીને એનો આશીર્વાદ લે. "

" મૂળાની મારી કયાં ના છે ? પણ એને તો ઘી ગોળના લાડવા ખાવા છે. એને ખબર નથી કે ઘેર છોકરાંને બંટીનું ધાન માંડ માંડ મળે છે, એમાં મારે એને લાડવા કયાંથી ખવરાવવા ! "

"મૂળજી, હું કહું તેમ તું કરે તો તો એ બ્રાહ્મણ પણ લાડુ ખાય અને તારાં છોકરાંઓ પણ સાથે સાથે લાડુ ખાઇ શકે."

"બાપુ, પણ અમારે અમારી ઓકાત તો જોવી જોઇએ ના ?"

"મૂળજી, તારે એક દોકડાનો ખરચ ન થાય અને તું, તારી બાયડી, તારાં છોકરાં અને એ બ્રાહ્મણ બધાય લાડવા ખાય એવી યુક્તિ બતાવું તો ?"

"તો પછી એમાં મને શું વાંધો હોય ? પણ એવું બને શી રીતે ?"

"બને બને."

"કઇ રીતે ?"

"જો તું હું કહું તેમ બરાબર કરે તો બધુંય બનાવી દઉં."

"બોલો ને ?"

"ત્યારે તું કાલે સવારે જ્યારે કરૂણાશંકર નાવા આવે ત્યારે પરમદિવસે તારે ત્યાં લાડુ જમવા આવે એવું નોતરૂં આપજે."

"પણ લાડુ લાવવા કયાંથી ?"

"ધીરો થા, એ પણ બતાવું છું. જાણે તારી વાડીએથી ન્હાઇને રોજ કરૂણાશંકર શંકરને મંદિરે પૂજાપાઠ કરવા જાય છે. એ વખતે તું એને ઘેર પહોંચી જજે. એની ગોરાણી બહુ ભલાં છે. એને કહેજે કે ગોર મહારાજ આજે મારે ત્યાં જમવા પધારવાના છે તો આપ પણ પધારો. એ બાઈ કયાંઇ પણ જમવા જતાં નથી એટલે તને ના કહેશે. એ ના કહે પછી તારે એને લેશપણ આગ્રહ ન કરવો. પણ કહેવું કે ગોરાણીમા, અમે ગરીબ માણુસ છીએ અને અમારા ઘરમાં ભટ્ટજી જમવા આવે એ માટે લાડવા કરવાનું કંઈ સાધન નથી એટલે થોડાં વાસણ આપો. ગોરાણી ના નહિ જ કહે અને પછી તારાથી બને તેટલાં વાસણ માગી લેજે. કહેજે કે બીજા

પણ થોડા મહેમાનો આવવાના છે એટલે એ પ્રમાણે થાળી વાટકા પણ જોઇએ છે. આ ઠામનો એક કોથળો ભરીને તું મારે ત્યાં લઇ આવ એટલે એ હું ગીરવી રાખી તારે જોઇતાં ગોળ, ઘી, લોટ ચોખા દાળ બધું આપીશ. અને પછી તમે પણ બધાંય ખૂબ લાડુ ઉડાવજો."

મૂળજી તો દેવચંદ શેઠની બુદ્ધિ ઉપર પાણી પાણી થઇ ગયો.

"વાહરે શેઠ. વાણીયા તે વાણીયા હોં. વાણીયા વિના રાવણનું રાજ ગયું એ સાવ સાચી વાત લાગે છે."

દેવચંદ શેઠની સલાહ પ્રમાણે બીજે દિવસે સવારે જ્યારે કરૂણાશંકર ન્હાવા આવ્યો, ત્યારે મૂળજીએ બરાબર પાઠ ભજવ્યો.

"એ પધારો ભટ બાપા પધારો."

"મૂળજી, આશીર્વાદ."

"કાં ગોર, આજે તો મૂળા લઈ જવા છે ના?"

"તારા મૂળા? મૂળજી, કોનું મન ન લોભે! મૂળજીભાઈના મૂળા તો જો હું શ્રી કૃષ્ણ હોઉં તો એનાં વર્ણન ગીતાજીમાં પણ કરૂં. આ તે કંઇ મૂળો છે કે ઈંદ્રલોકની કોઈ અદ્વિતીય અનુપમ, અપ્રતિમ વનસ્પતિનો અવતાર છે! ઓહો મૂળજીભાઇના મૂળા તો કાઠિયાવાડના ઇતિહાસમાં અમર અક્ષરે લખાઇ જાય એવા કીર્તિવંત છે. શું મૂળા! એક એક લાખ લાખ રૂપિયાનો મૂળો છે!"

"પણ ભટ્ટજી, એ મૂળાનાં વખાણ કર્યે શું વળે? એક દિ મોઢામાં તો મૂકો."

"ક્યાંથી મૂકે? તારા જેવા કંજુસ, લોભીયા, નાસ્તિક, બેકદર ખેડુતને હાથે એ પડયા છે, એટલે એનો ને અમારો મેળ ક્યાંથી જામે? અમારી તો પ્રતિજ્ઞા છે કે લાડુ જમાડે ત્યારે જ મૂળાનાં સફેદ દૂધના ફીણ જેવાં એ ધોળાં પતિકાં આરોગવાં."

"પણ મારાજ, લાડુ જમાડું તો?"

"હેં! શું કહ્યું? લાડુ જમાડવાનો છો?" બહુ દિવસથી લાડુ નહોતા મળ્યા એટલે કરૂણાશંકરના મોઢામાં પાણી આવ્યાં.

"હા. ભટ્ટજી હા. મારે ઘેરથી એમ કહે છે કે ભટ્ટજીને લાડુ જમવા બોલાવો."

"ધન્ય ધન્ય. આર્યાવર્તની ધર્મભાવના સ્ત્રીઓમાં જ રહેલી છે. જ્યાં સુધી સ્ત્રી જીવતી છે ત્યાં સુધી અમારા ભૂદેવોના લાડુ પણ ચિરંજીવી રહેવાના છે. વાહરે વાહ સતી, વાહ! મૂળજી, તારા ઘરમાં કોઈ દેવીનો અવતાર લાગે છે. હું પણ કે દિ જમવા આવું?"

"એમાં ધરમના કામમાં ઢીલ હોય! કાલે સવારે આપણે ત્યાં આવો. લાડુ બનાવો અને જમો."

"કલ્યાણ થાઓ. મૂળજી કલ્યાણ થાઓ. આ મૂળજીભાઈના મૂળા હવે આ કરૂણાશંકર જરૂર આરોગશે. પ્રભુએ જેમ ભક્તજનોની પ્રતિજ્ઞા પુરી કરી છે તેમ મારી પ્રતિજ્ઞા પણ એજ મુરારી, યદુનંદન, અને ભક્તભીડભંજને પુરી કરી છે. પણ મૂળજી, મૂળા શ્રીકાર જોઇ જોઇને ખાસ લઈ રાખજે હો."

"એમાં કંઈ કહેવું પડે?" મૂળજી કોસ હાંકતો હાંકતો હસ્યો.

કરૂણાશંકર ભટ્ટ નાહીને શંકરને મંદિરે જેવી તેવી પૂજા કરી ઉતાવળે પગલે ઘેર ગયો.

"એ સાંભળો છ કે?"

"કેમ?"

"આજે મારે જમવું નથી."

"કારણ."

"અટાણે અને સાંજે બેય વખત જમવું નથી."

"પણ છે શું એ તો કહો?"

"કાલે સવારે ઓલા મૂળજી સથવારાને ઘેર લાડુ જમવા જવું છે."

"પણ કાલે જવું છે એમાં આજે શું છે?"

"પેટને ખાલી રાખવું છે. ઘણા વખતથી લાડુ મળ્યા નથી તે કાલે ખાલી પેટે બની શકે એટલી એ શક્તિ વર્ધક ગોળીઓ ખાઇ લેવી છે."

"બહુ ખાશો તો હેરાન થશો."

"હેરાન બેરાન તો ઠીક, પણ હું જો અટાણથી કહી મુકું છું કે આવતી કાલે હું લાડુ જમીને આવું એટલે ડેલીએ મારી પથારી તૈયાર રાખજે. અને મને બોલાવીશમાં. હું સુતો હોઉં ત્યાં સુધી ઉઠાડીશમાં. લાડુનો મીણો ચડે એની મારી મોજ બગાડીશમાં."

( ૩ )

આખો દિવસ કરૂણાશંકર ભૂખ્યો રહ્યો અને સવાર પડી એટલે નિયમ મુજબ જલદી ન્હાઈ લઇને મંદિરે ગયો.

મૂળજી લાગ જોઇને દેવચંદ શેઠની સૂચના મુજબ કરૂણાશંકરને ઘેર ગયો. ગોરાણીએ મૂળજીનો સત્કાર કર્યો.

"આવો દિકરા આવો."

"ગોરાણી મા, આજે ભટ્ટજી જમવા આવવાના છે અને તમે પણ પધારો."

"મૂળજી હું કયાંઈ જતી નથી. તારા બાપા જરૂર આવશે."

"મા, એક વખત તો ગરીબ પર દયા કરો."

"દિકરા, હું જરૂર આવું, પણ મારો એકનો એક ભાઈ મરી ગયા પછી હું કયાંઈ એઠું મોઢું કરવા જતી જ નથી."

જાણે પોતાને બહુ લાગી આવ્યું હોય તેમ મૂળજી થોડો વખત ગુમસુમ ઉભો રહ્યો.

"ગોરાણી મા, આજે અમારે ત્યાં તો ભટ્ટ બાપા પધારે છે એટલે સોનાનો સૂરજ ઉગ્યો છે. મેં થોડાં સગાંવહાલાંઓને પણ

જમવાનું કહ્યું છે. અમારા ઘરમાં તો બે ઠીબડાં માંડ માંડ હોય, તે થોડાં વાસણો રસોઇ કરવા અને જમવા માટે આપશો ? "

" હા, હા, જરૂર. આ ઘર તારૂં જ છે ના ? જો દિકરા આ સામી અભરાઇ પર અને આ મેડા પર વાસણો છે એમાંથી તારે જોઇએ એવાં અને જોઇએ એટલાં તું લઇ જા. ઉપયોગ થઇ રહે એટલે પાછાં પહોંચાડી દેજે."

" ગોરાણી મા, એમાં ફેર પડે નહિ. "

ગોરાણીની રજા મળતાં મૂળજીએ તો ટોપ, તપેલાં, થાળીઓ, કળશા, વાટકા એમ સારાં સારાં મોટાં મોટાં વાસણોનો એક કોથળો ભર્યો અને પરબારો દેવચંદશેઠની દુકાને પહોંચ્યો. દેવચંદ શેઠે ધાર્યા કરતાં વધારે વાસણ આવેલાં જોઇ મૂળજીને વાસણ પર એંસી કોરીનો માલ આપ્યો.

" મૂળજી, તારૂં અને છોકરાંઓનું નસીબ જોરદાર છે. પંદર દિવસ સુધી ગોર બાપાને દુવા દીઓ અને ખૂબ ઘી ગોળ ઉડાવો. "

દેવચંદશેઠને ત્યાંથી સર્વ ચીજો લઇ મૂળજી ઘેર આવ્યો. એની સ્ત્રીએ આ બધું કયાંથી આવ્યું એની પુછપરછ કરી પણ મૂળજીએ એ ભેદ ખોલ્યોજ નહિ.

થોડી વારે ઉતાવળે પગલે કરૂણાશંકર મૂળજીની ડેલીમાં આવ્યો.

" કાં મૂળજીભાઇ, બધું તૈયાર છે ના ? "

" હા, બાપા, પધારો બધું આપનુંજ છે. એમાં મારે શું તૈયાર કરવાનું હોય ! "

ઘી, ગોળ, લોટ, ચોખા, દાળ એ બધું જોઇ કરૂણાશંકર ખુશી થયો." મૂળજીભાઇ, તમારાં નસીબ બહુ જોરદાર છે. સથવારા જ્ઞાતિમાં તમારૂં ખોરડું પહેલેથી જ ધર્મિષ્ઠ છે. અને તેમાં તમારાં આ ધર્મ ભાવનાથી ભરપૂર પટલાણી તો સાક્ષાત જગદંબાનો અવતાર છે."

" બાપુ અમે તો બધાં આપનાં છોરૂ છીએ. "

"હાં પણ મૂળજી, મૂળા ક્યાં ?"

મૂળજીએ તુરત મૂળાની ફાંટ છોડી કરૂણાશંકર પાસે મૂળા ઢગલો કર્યો.

"વાહ ! મૂળજીભાઈના મૂળા વાહ ! આજ તો તમને ૨ બ્રાહ્મણ શરીર આરોગવાનું છે એ જોઈને તમે કેવા હસું હસું થ રહ્યા છો ?"

કરૂણાશંકરે ખૂબ લહેરમાં મૂળજીના ફળીયામાં છાણાનો ભ કર્યો અને એ ભઠ્ઠામાં ઘઉંના રોટલા પકવી, એને કૂટી એનો ભૂ ઘી ગોળમાં ભેળવી લાડુ બનાવ્યા.

"મૂળજી, ઘી બહુ સારૂં છે હો."

"બાપુ એ બધું આપનું છે. મારૂં કંઈ નથી."

"અને આ ગોળ પણ વેલજી પટેલની વાડીનો લાગે છે."

"ભટ્ટજી એ બધો આપનો પ્રતાપ છે."

"પણ ગોળ બહુ નામી લાગે છે."

"મારાંજ આપનું છે અને આપે આરોગવાનું છે."

રસોઈ તૈયાર થઈ જતાં કરૂણાશંકરે થાળી માંડી. અને ઘણ દિવસથી જેના પર એ આશક હતો એ મૂળાનાં પતિકાં સાથે લા ઉડાવવાનું શરૂ કર્યું.

ધાર્યો કરતાં બમણા લાડુ આરોગી એ ઉભો થયો.

"મૂળજી, ધન્ય છે. તેં આ બ્રાહ્મણને આજે સંતોષ્યો એવે પ્રભુ તને સંતોષે."

"ભટ્ટ બાપા, આ બધું આપનું જ છે. મારૂં આમાં કંઈ નથી."

"એ તારો વિવેક, તારી નમ્રતા પણ પ્રશંસાપાત્ર છે. લે હ હું જઈશ. આ બધી રસોઈ તમે હવે છોકરાંઓ સહિત આરોગો."

કરૂણાશંકર કોઈ અરધો આંધળો માણસ ચાલતો હોય તેવી રીતે માંડ માંડ ઘેર પહોંચ્યો અને ડેલીએ ખાટલો તૈયાર હતો એમાં જઇને સીધો જેમ કોઈ હાથી મદમસ્ત થઇને સરોવરમાં પડે એમ પડયો. ગોરાણીએ ભટ્ટજીની સ્થિતિ જોઈ એને બોલાવવાનું દુરસ્ત ધાર્યું નહિ.

એ આખો દિવસ અને બીજો આખો દિવસ ભટ્ટજી ખાટલામાં જ શેષશાયી ભગવાન પોઢે એમ પોઢી રહ્યા.

મૂળજીને ઘેરથી વાસણ હજી સુધી ન આવ્યાં એટલે ત્રીજે દિવસે ગોરાણીએ કરૂણાશંકરના ખાટલા પાસે જઇને જોરથી બૂમ મારી.

"ઉઠો ઉઠો ! કયાં સુધી સુવું છે? એક લાડવો ઓછો ખાવો'તો !"

કરૂણાશંકરે જવાબમાં પડખું ફેરવ્યું.

"અરે ઉઠો."

"ઉહું......સુવા......દે."

"એ ઉઠો, ઓલા મૂળજીનેને ત્યાંથી વાસણો કેમ હજી નથી આવ્યાં ?"

વાસણનું નામ પડતાં કરૂણાશંકર સફાળો બેઠો થઈ ગયો.

"શું કહ્યું ?"

"અરે તમને જમાડવા અને રસોઈ કરવા મૂળજી વાસણો લઇ ગયો છે તે આજે ત્રીજો દિવસ થયો છતાં હજુ નથી આવ્યાં"

"વાસણો લઇ ગયો...શું કહ્યું !... વાસણો...લઇ ગયો."

"હા, હા, કેમ આમ બેબાકળા થઈ જાઓ છો ? કોથળો ભરીને વાસણો લઈ ગયો છે."

કરૂણાશંકરનો લાડુનો મીણો ઉતરી ગયો. એ એમને એમ સીધો

ખાટલાપરથી હનુમાન કુદકો મારીને મૂળજીના ઘર તરફ દોડયો. ઘેરે તાળું હતું એટલે ખેતર તરફ એણે દોટ મૂકી.

મૂળજી નિરાંતે કોસ હાંકતો હતો એટલામાં તો હાંફતો હાંફતો કરૂણાશંકર દોડતો આવ્યો.

"ગોર બાપા પગે લાગીએ."

"અરે એલા મૂળજી, મારાં વાસણો ક્યાં?"

"કીયાં વાસણો ?"

"મારે ઘેરથી તું લઈ ગયો હતો એ."

"મા'રાજ એ વાસણોના તો લાડુ થયા."

"એટલે ?"

"તમે લાડુ ક્યાંથી ખાધા ?"

"વાસણોના લાડુ શી રીતે થાય ?"

"એ તો હું વાણીયાને ત્યાં ગીરવી મૂકી આવ્યો અને તમને ઘણા દિવસથી મૂળા ખાવાની ઈચ્છા હતી એટલે એના લાડુ બનાવી તમને જમાડયા."

"કમબખત આવું કરાય ?"

"કાં હું તમને ત્યાં જ નહોતો કહેતો કે બાપા આપનું જ છે અને આપ આરોગો આમાં મારૂં કંઈ જ નથી."

"એલા નકટા, બ્રાહ્મણને આમ લુંટાય–લાવ મારાં વાસણો."

"ક્યાંથી લાવું ?"

"જ્યાં ગીરવી મૂક્યાં હોય ત્યાંથી."

"એ બાપો કંઈ હવે પાછાં આપે ખરો ?"

"નહિ આપે તો શું મારાં વાસણો જશે ?"

"એમાં હવે બીજું શું થાય ? તમારે મૂળા ખાવા હતા એમાં મારો શું વાંક ?"



“ હાય ! મૂળજીભાઇના મૂળા હાય ! હાય ” કહી
કરૂણાશંકર છીપરાથી છાતી કુટવા મંડી ગયો.



મૂળજી અને આસપાસના ખેતરવાળાઓ બ્રાહ્મણ કૂટીકુટીને મરી જશે  એમ ધારી બચાવવા દોડયા.

કરૂણાશંકર આ શબ્દો સાંભળીને ઉશ્કેરાયો. ધોરીયામાંથી એક છીપરૂં ઉપાડ્યું—

**અને " હાય મૂળજીભાઈના મૂળા હાય ! હાય! " કહી છાતી કુટવા મંડી ગયો.**

કરૂણાશંકરની હાયના શબ્દો ચારે તરફ સંભળાયા. **મૂળજી અને આસપાસના ખેતરવાળાઓ બ્રાહ્મણ કુટી કુટીને મરી જશે એમ ધારી એને બચાવવા દોડ્યા.**

" અરે મા'રાજ આ શું કરો છો ? છાતી ભાંગી જશે ! મરી જશો."

" બસ મારાં વાસણો મને પાછાં નહિ મળે તો હું અહીં લોહી છાંટીશ. "

ફરીવાર કરૂણાશંકર કૂટવા મંડી ગયો. સહુ ખેતરવાળાઓએ જાણ્યું કે આજે અહીં બ્રહ્મહત્યા થશે. એટલે પટેલીઆઓએ માંહોમાંહે ફાળો કરી કરૂણાશંકરનાં વાસણો છોડાવી લાવવાની કબુલાત આપી.

× + ×

કરૂણાશંકર ત્યાર પછી જ્યારે જ્યારે બહાર નીકળતો ત્યારે છોકરાઓ " મૂળજીભાઈના મૂળા " કહી એને ચીડવતા. એને આજે વર્ષો થઈ ગયાં છે, પણ " મૂળજીભાઈના મૂળા " ની લોક કહેવત આજે પણ લોકોમાં જીવતી છે.



# જૂના—નવી

"મને નો'તી ખબર કે તું આવી કર્કશા..."

"કર્કશા તમારી મા, સમજ્યા? ખબડદાર આજ પછી એક પણ એવો અક્ષર બોલ્યા છો તો!"

"કુભારજા! મારી માને ગાળ કાઢે છે?"

"કુભારજા તમારી એ નવી કે જેણે આવીને આવી ગાળો મને ખવરાવી છે."

"નવીને લાવી છે તો તું અને પછી એની સાથે જ બારમો ચંદ્રમા!"

"મને ખબર હોત કે એ આવી નફ્ફટ હશે, તમે એ આવતાં મારા મટી જઈ એના થઇ જશો તો હું એ પટુડીને અહિં પધરાવત જ શું કરવા."

"એ બિચારી તારે માટે મારી પાસે સારૂં બોલે છે અને પોતાની મોટી બેન ગણી તારી આમન્યા રાખે છે, તને લેશપણ ખોટું ન લાગે એ માટે ચોવીસે કલાક સાવધ રહે છે એટલે તું એને પટુડી કહે છે?"

"એ મારે કંઇ સાંભળવું નથી. જો હું તમને સાફ કહી દઉં છું કે કાં એ નહિ ને કાં હું નહિ!"

"એટલે?" મગનલાલે વાત વધતી જોઈ પોતાની જૂની સ્ત્રી રાધા સામે આંખ ચડાવી.

"તમે ડોળા કાઢો કે ન કાઢો, પણ એ વેશ્યા મારા ઘરમાં ન જોઇએ." રાધાએ હાંફતાં હાંફતાં હૃદયનો ઉકળાટ બહાર કાઢયો.

"શંખણી, તારી એ માશીની દિકરી થાય, મારી સ્ત્રી થાય અને એને તું વેશ્યા......"

"એકવાર નહિ હજાર વાર વેશ્યા. પટીયાં પાડે, ચોપડીયું વાંચે, પારકા ભાયડા સાથે હસીને બોલે, ચંપલ પહેરીને ફરવા જાય એ બધા વેશ્યાના તોર તમે જોયા છે?"

"ચૂપ રહે, વધુ બોલીશ તો એનાં પરિણામ માઠાં આવશે."

"શું કરશો? મારો–મારવી હોય તો મારો. ન મારો તો તમારા બાપના સોગન!"

(૨)

મગનલાલનું એની માતાએ ઘોડીયામાં સગપણ કર્યું હતું. જ્યારે એની અર્ધાંગના છ માસની ઘોડીયામાં હિંચકતી હતી અને પોતે નવ માસનો ઘોડીયામાં સુતો સુતો માતાનાં હાલરડાં સાંભળતો હતો ત્યારે એનું સગપણ થયેલું અને તેર વર્ષનો થયો ત્યાં તો એ ઘોડે ચડયો ને પરણીને રાધાબાઈ સાસરે આવ્યાં. મગનલાલ અને રાધા વચ્ચે ઉમ્મરમાં માત્ર ત્રણ માસનો ફરક હતો. રાધાએ જે દિવસે શ્વસુરગૃહમાં પ્રથમ પગલાં મૂકયાં તે દિવસથી જ એનો ગૃહસંસાર કેવો જશે એનું પ્રથમ દર્શન થયું. બાર વર્ષની એ છોકરી હઠીલી હતી અને સાથે સાથે એના મગજનો એક દોરો ઓછો હોવાથી એણે તો પ્રથમ પગલે જ ભાવ ભજવ્યો.

બાર વર્ષનાં આ દંપતિને જોઇને મગનલાલની માતા હરખાતી હતી, એટલામાં તો રાધાએ પોતાની સાસુ સામે આંખ ચડાવી ને રોવું શરૂ કર્યું. સાસુએ એને બહુ બહુ સમજાવી તોય એ છાની રહે નહિ. બાર વરસની એ બાલિકાને રોતી જોઇ અડોશપડોશની સ્ત્રીઓ ભેગી થઈ ગઈ. રાધાને સહુએ ઘણી સમજાવી પણ એ એકની બે ન થઈ. આખરે એની સાસુએ કંટાળીને કહ્યું કે: "એની મા'એ એને રોતલ જણી લાગે છે." એ શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા ત્યાં તો રોતી રોતી રાધા એની સાસુ સામે તડુકી; "રોતલ તારી મા..."

આ પ્રથમ દિવસનો ઝગડો મગનલાલે નાની ઉમરે જોયેલો. ત્યારપછી તો એ અમદાવાદ ભણવા ગયો.

વર્ષો વીત્યાં. મગનલાલ મેટ્રીક થયો ત્યાં સુધી રાધાને એણે ફરીવાર જોઇ ન્હોતી. મેટ્રીકમાં પાસ થતાં અમદાવાદથી પોતાને ગામ આવ્યો. ફરીવાર રાધા સાસરે આવી. હવે તો એ મોટી થઈ હતી એટલે મગનલાલની માતાએ માન્યું હતું કે એ સુધરી હશે. પણ એ ગણેશ તો એના એ જ હતા. વાત વાતમાં તોબરો ચડાવે, છણકા કરે, રડે, હઠ પર ચડે અને કોઇની સમજાવી સમજે જ નહિ.

મગનલાલે તો અમદાવાદમાં રહી ગોવર્ધનરામભાઇનો સરસ્વતી-ચંદ્ર વાંચ્યો હતો. કુમુદે અને કુસુમે એને રસહેલે ચડાવ્યો હતો. પણ જ્યારે એણે મગજનો એક દોરો ઓછો હોય એવી પોતાની આ કુસુમને જોઈ ત્યારે કુમુદ અને કુસુમનાં સ્વપ્નાં ઓસરી ગયાં, અને જીવન માણવાના અભિલાષ ગંજીપાના પાનાના બંગલા સરીખા પડી ભાંગ્યા.

"તમારી મા મને શૂળીપર રાખે છે અને તમે તો માવડીયા જ રહ્યા." આ શબ્દો રાધાના મુખમાં ચંડીપાઠ સમા રોજના રોજ સાંભળી મગનલાલ કંટાળ્યો. એ પહેલી તકે પાછો અમદાવાદ જઈ કોલેજમાં દાખલ થયો. રાધા એને પીયર ગઈ.



રસોડાની બારીએથી...રાધાએ ડોળા ચડાવ્યા

કાળ કાળનું કામ કરે છે. મગનલાલ ગ્રેજ્યુએટ થઈ કરાંચીના




સુવાના ઓરડામાં અભ્યાસમાં લીન થયેલી ચંપા

એક વેપારીની એક્સપોર્ટ ઇમ્પોર્ટની પેઢીમાં જોડાયો. રાધાને લઇ એણે કરાંચીમાં આવી ઘર માંડ્યું.

મગનલાલને લાગ્યું કે રાધા અહીં સ્વતંત્ર હોવાથી હવે કોઈ સાથે લડશે નહિ. પણ રાધાને તો ગળથુથીમાંથી રૂશિયા જેપાનની લડાઈ સાંપડી હતી એટલે એણે તો લડ કાં લડનારો દે એ ન્યાયે મગનલાલ સાથે વાત વાતમાં મહાભારત માંડવું શરૂ કર્યું.

મગનલાલ સિદ્ધાંતવાદી હતો. ઘણા મિત્રો એને બીજી સ્ત્રી કરવાનું કહેતા છતાં પોતાના સિદ્ધાંત ખાતર બીજી સ્ત્રી અત્યાર સુધી ન કરી. આખરે એના મિત્રની એક સ્ત્રીએ રાધાને સમજાવી કેઃ " તને કંઇ સંતાન થતું નથી અને મગનલાલનાં આંખ માથું દુખશે તો તારૂં કોઈ નથી." રાધાના મગજમાં એ વાત કોઈ ચોઘડીયે બેસી ગઈ અને એણેજ મગનલાલને સમજાવી પોતાની માશીની છોકરી ચંપા સાથે મગનલાલને બીજી વાર પરણાવ્યો.

ચંપાએ પરણીને ઘરમાં પગ મૂકયો કે ફરીવાર રાધા ઉધડકી. એને તો કોઇ લડનારૂં જોતું હતું એટલે એને તો હવે ખોરાક મળી ગયો અને વાતે વાતે મગનલાલનું રણછોડ લાઇનમાં આવેલું ઘર કુરૂક્ષેત્ર સમું બની ગયું.

( ૩ )

" જો એ ચાંપલી, તું પલંગમાં પડી પડી ચોપડીયું વાંચ્યા કરે અને હું કડછી લઈ દાળ વઘાર્યા કરૂં એ મને નહિ ચાલે." **રસોડાની બારીએથી નીચેના સુવાના ઓરડામાં અભ્યાસમાં લીન થયેલી ચંપા સામે રાધાએ ડોળા ચડાવ્યા.**

" બેન, તમે જ મને કહ્યું છે કે તું ભણીગણીને હુશિયાર થા......"

" ચાલ ચાલ વેવલી. ખોટાં બોલે છે !? મને ચુલાની ચાકરડી બનાવી પોતે પલંગમાં......"

" બેન એમ ન બોલો. આપણે બે એક તો સગપણથી માશીયાઈ બેનું છીએ અને વળી અહિં......"

"તું હવે બેન ક્યાં રહી છો. તું તો શૂળી જેવી શોક્ય થઈને મારા કપાળમાં મંડાણી છો–" રાધાની સ્ટીમ હવે પુરપુરી ચડી હતી.

"બેન એમ ન બોલો."

"તો શું કરૂં? હું આટલું કહું છું તોય તું તો પલંગમાંથી ઉઠતી જ નથી. જાણે કોઈ મોટી રાજાની રાણી!"

ચંપા રાધાનું ગુસ્સાથી ચડી ગયેલું મોઢું જોઈ હસી પડી.

"હસ હસ–રાં...વાંઝણી હસ," પોતાનો પિત્તો ઉછળવાથી પોતાના હાથમાં રહેલી દાળના વઘારવાળી કડછી રાધાએ છૂટી ને છૂટી ચંપા પર ફેંકી. કડછી બરાબર ચંપાના કપાળમાં લાગી.

ચંપા કંઈજ બોલી નહિ. માથે હાથ દઇ એ પલંગમાં પડી ગઈ.

"લે લે, લેતી જા. સેંથા પાડવા, ટીલડીયું કરવી, ટાપક ટીપક કરવી,અને પારકા ભાઇડાઓને......"

રાધા પોતાનું વાકય પુરૂં કરે ત્યાં તો મગનલાલ આવી પહોંચ્યો. આ ભાષણુની ગર્જના સાંભળી કંઈ નવા–જુની થઇ છે એમ લાગવાથી એણે ઉંધે માથે પડેલી ચંપા સામે જોયું. અને ઉતાવળે એનું માથું બે હાથે પકડી ઉંચું કર્યું. ચંપાના કપાળમાં મોટું ઢીમણું જોઇ એણે ઉતાવળે પૂછયું:

"ચંપા, આ શું?"

ચંપાએ બનાવટી હાસ્યે હસીને કહ્યું: "દ્વારકાની છાપ."

"એ એને શું પૂછો છો. મને પૂછોને. મેં એને કડછી મારી –બોલો શું કહો છો?" નફટાઇથી રાધા ડોળા ચડાવીને મગનલાલ સામે જોઇ રહી.

"શા માટે મારી?" મગનલાલ ગુસ્સાને દબાવીને બોલ્યો.

"મારી મરજી." રાધાએ તોછડાઈથી જવાબ આપ્યો.

" એટલે તું શું રાજાબાજા થઈ ગઈ છે ? "

" હું જે છું તે છું."

" તો નીકળ મારા ઘરમાંથી " મગનલાલથી હવે ન રહેવાયું. ગુસ્સાથી એ લાલચોળ થઇ ગયો.

" નીકળે ઈ બીજા'. ઈ વાતમાં શું માલ છે ! "

( ૪ )

એક ચારણ કવિરાજે આજે કરાંચીને આંગણે એક ગૃહસ્થને ઘેર ખાનગી દાયરો જમાવ્યો હતો. એ દાયરામાં સ્ત્રીઓ અને પુરુષોની સારી હાજરી હતી. મગનલાલ પણ જૂની–નવી સાથે હાજર હતો.

ચારણે વાર્તા જમાવી અને વચમાં પદ્‌મિણી અને શંખણી સ્ત્રીની ઓળખ આપતાં કવિતો લલકાર્યાં. પદ્‌મિણી સ્ત્રીનું કવિત બોલાઇ ગયું અને શંખણી સ્ત્રીનું કવિત એ કવિરાજે ઉપાડયું.

પડસુદી ભેળે લુઓ લેળે
નાક છીંકે ને સેવ વણે,
વળી કરતાં રોટી બાંધે ચોટી
સાથળ ખોટી ખરજ ખણે
દાતારાં દંખણુ એવી શંખણુ
નાર મ દેજે નારાયણુ

ચારણના આ શબ્દો પુરા થયા અને સહુ રાધા સામે જોઇને હસી પડયાં. રાધાથી એ સહન ન થયું. એ ઉભી થઈ અને ચારણનું ડાચું પકડીઃ " મારા પીટયા તારી કાણ ભાંગું, તું મને શંખણી કહે છે ? " એમ કહી એક થપાટ ચોડી દીધી.

આખા ય દાયરામાં હસવું અને હાણુ થઇ પડયાં. મગનલાલ અને એના એક બે મિત્રો એ શંખણી રાધાને માંડ માંડ દાયરા-

માંથી બીજા ઓરડામાં લઈ ગયા અને ચારણની માફી માગી પણ ચારણનો દીકરો રહી શકે ખરો ? એણે તો ચોખ્ખા શબ્દોમાં કહી દીધું કે "તમે ભણેલાઓ ભલે આવી બાઇડીયુંને સ્ત્રીસન્માનની દૃષ્ટિયે સહન કર્યા કરો, બાકી અમારા જેવાને ઘેર આવી બાઇડી આવી હોય તો ઉંધે ગધેડે બેસાડીને અમે એને કાઢી મૂકીએ."

"હં હં, ગઢવી એવું ન બોલો. આ મગનભાઇને ખોટું લાગશે." એક મિત્રે ટોળમાં કહ્યું,

"મગનભાઈને ખોટું લાગે તો ભલે લાગે. બાકી આવી સ્ત્રીને સઘરવી એના કરતાં નવી સ્ત્રી કરી લેવી સારી છે."

"અરે એ પણ મગનભાઈએ કર્યું છે."

"તો પછી આ શંખણીને તડીયાં કેમ દેતા નથી ?"

"શું કરે બિચારા સિદ્ધાંતવાદી છે."

"અરે એવા સિદ્ધાંતને બોળો આ સિંધુ નદીમાં. આવી સ્ત્રી હોય એના કરતાં વાંઢા રહેવું સારૂં."

ડાયરો પુરો થતાં મગનલાલે ફરીવાર એ ચારણ ગઢવીની માફી માગી.

"મગનભાઈ શેઠ, તમારી નવી સ્ત્રીને આ કુભારજા જીવતી નહિ રહેવા દેય, તમારે સુખી રહેવું હોય તો આ જૂનીને આજને આજ કોઈ આશ્રમમાં મૂકી દીયો.

"પણ એ જાય તેવી નથી એનું શું ?" મગનભાઇના મિત્રોએ ચોખ્ખા શબ્દોમાં કહ્યું.

"ન જાય શું. ભાઈડાઓ થઈને આવી બાયડીયું જેવી વાતો શું કરો છો ?" ચારણે ઝમકદાર જોર બતાવ્યું.

"ભાઈ, અમારા ભણેલાઓથી એવા ભવાડા ન થઇ શકે."

"તો પછી નવી પરણ્યા શું કરવા. એ બિચારીનો આ કાળકા દેવીને ભોગ ચડાવવો છે કે શું ?"

× × ×

મગનલાલનો સંસાર આજે એ કાળકાદેવીએ બગાડી નાંખ્યો છે. ચંપા અને મગનલાલ દાલચીવડાને એક પત્ર લખી પૂછાવે છે કે એમણે શું કરવું. કોઇ જવાબ આપશો ?



# માલપુઆ !

" મા'રાજ મને તમારા પંથની કંઠી બાંધશો ?"

' જરૂર, ભગતજી ! જરૂર "

" તો તો તમારો મોટો ઉપકાર માનું, કારણ કે આ સંસાર હવે ખારો ઉસ જેવો લાગે છે."

" ભગતજી, સંસારને કોણ ખારો કહે છે ? એ તો મીઠો મધ જેવો છે." બાવાજીએ સહેજ હસતાં હસતાં ભગત સ્હામે મીટ માંડી.

" મીઠો તો ભારી. બત્રીસ ભાતનાં ભોજન, તેત્રીસ ભાતનાં શાક, પદમણી જેવી ઘરવાળી, ગુલાબનાં ફૂલ જેવાં છોરૂડાં, એ બધું છોડવું એ રમતવાત નથી. પણ મા'રાજ મને હવે વેરાગ ઉત્પન્ન થયો છે." ભગતે બાવાજી સામે હાથ જોડયા.

" કે'વા છો ?"

" છઉં તો ચારણ."

" ચારણ ?"

" હા, મા'રાજ."

"ત્યારે તો સારા ભગત થઈ શકશો. ચારણોએ ઘણા ભગતું અમારા જેવા સાધુઓને આપ્યા છે." બાવાજીએ હસતાં હસતાં ચારણ ભગત સ્હામે જોયું.

"તો બાંધો કંઠી,"

"કંઠી અત્યારે હોય! ? અટાણે રાત પડવા આવીછે. કાલે સવારે નદીએ નાઈ ધોઇને પવિતર થઈને આવજો એટલે ગુરૂ મા'રાજ પાસે લઈ જઈ ગુરૂમંત્ર અપાવી કંઠી બાંધશું."

"પણ મહારાજ કંઠી અટાણે બાંધવામાં વાંધો ખરો ?" ચારણ ભગતે સીધો પ્રશ્ન કર્યો.

ચારણ માલપુઆની સુગંધ પાછળ ઘેલો બન્યો હતો. એને એમ થયું કે જો અટાણે કંઠી બાંધે તો ગરમાગરમ માલપુઆ પચ્ચીસેક ઉડાવાય.

( ૨ )

મટપુરને પાદર ઓઝત નદીના આખોય કાંઠો તળાતા માલપુઆથી મઘમઘી ઉઠયો. સાધુઓની એક જમાતે નદી કાંઠેની જુની ધરમશાળામાં પડાવ નાંખ્યો અને મટપુરના પટેલે એ જમાતને માલપુઆનું જમણ આપ્યું. જગો ગઢવી મંગલપુર જતાં જતાં મટપુરના પાદરમાંથી નીકળ્યો પણ જેવી માલપુઆની સુગંધ આવી કે એની જીભ એ માલપુઆ આરોગવા વણનોતરી સાબદી થઇ ગઈ. એ માલપુઆ કયાં થાય છે એ જોવા એની ગંધે ગંધે જે સ્થળે જમાત હતી ત્યાં ગઢવી આવી પહોંચ્યો. ચારણ એટલે જીવતી ચતુરાઈ. આ લંગોટીયાઓ પાસેથી માલપુઆ શી રીતે ખાવા એ વચારે એણે બુદ્ધિનાં ઘોડાં છૂટાં મૂકયાં. બાવાઓ માગ્યે તો એક ટુકડો પણ આપે તેવા નથી, ઓળખાણ કાઢીએ તો સામા હાથ ધરે. એને કોઇ સાથે સનાન સુતકનો તો સંબંધ ન હોય. ત્યારે એની પાસેથી માલપુઆ શી રીતે મેળવવા ? અને આજે એ મઘમઘતા માલપુઆ ખાવા છે તે વાત પણ ચોકકસ.

આ વિચારે ગઢવીએ થોડીવાર એ જમાતના પડાવની આસ-પાસ આંટા મારી જોયા.

જમાતનો એક સાધુ નદી તરફ જવા નીકળ્યો. એને જોઇ તુરત ગઢવીને એક તુક્કો સુઝયો કે આ બાવાઓની કંઠી બાંધી લઇએ એટલે માલપુઆ મેળવતાં વાર નહિ લાગે. બાવાને એ મળ્યો, પણ બાવાએ, કંઠી સવારે બંધાશે એમ જ્યારે કહ્યું ત્યારે ગઢવીની મુંઝવણનો પાર રહ્યો નહિ.

" ભગત, કંઠી સવારના જ બંધાય. અત્યારે નહિ."

" મા'રાજ મારે તો અત્યારે જ કંઠી બંધાવવી છે."

" એ કેમ બને ?"

" જેમ બનાવવું હોય તેમ બનાવો પણ મને આ સંસારના બંધનમાંથી હવે છોડાવો."

" તમે છૂટી ગયા સમજો. ગુરૂ મહારાજની કૃપા થઈ ગઇ એમ સમજો."

" એમ સમજાય કેમ? જ્યાં સુધી મોઢું મીઠું..."

" કેમ ભગત બોલતા અટકી ગયા ?"

" મા'રાજ ગુરૂદિક્ષા એ પણ મોટો પરસાદ છે. એ પરસાદથી મોઢું મીઠું થાય એટલે આ સંસારની ખારાશ, કડવાશ, તીખાશ, અને તુરાશથી મુકત થવાય..."

બાવાજી આ ચારણ સ્હામે દ્દષ્ટિ ઠેરવી જોઈ રહ્યા.

" ભગતજી, તમારી વેરાગની તાલાવેલી બહુ ભારે છે એ જોઇ હું રાજી થાઉં છું."

" મા'રાજ તાલાવેલી તો આ જીભને એટલી બધી લાગી છે કે એ હરિરસ હું કયારે ચાખું."

" પ્રભુ તમારી એ તાલાવેલી કાયમ રાખે. લ્યો ભગતજી સીતારામ સવારે મને મળજો. મારૂં નામ મુકુંદદાસજી."

" અરે મુકુંદદાસજી મારે તો અત્યારે જ તમારા પંથમાં ભળવું છે."

" કંઠી..."

" અરે કંઠી સવારે બાંધજો પણ અત્યારે તમારી સાથે હું આવું અને મને તમે સહુ સાધુ તરીકે ગણો એમાં તમને વાંધો શું છે?"

( ૩ )

જે માલપુઆ ખાવા માટે ગઢવીની જીભ સળવળી રહી હતી એ માલપુઆ પર ગઢવીએ બરાબર હાથ માર્યો. " કાલી રોટી ઓર ધોલી દાળ" એ બાવાઓનું જમણ ગઢવીએ કોઇ દિવસ ખાધું ન્હોતું તે આજે આરોગ્યા પછી એને લાગ્યું કે બાવા થવું એ જગતમાં એક મોટામાં મોટો હુન્નર છે.

મુકુંદદાસજીએ રાતે બીજા બાવાએ સાથે ભગતની ઓળખાણ કરાવી અને કહ્યું કેઃ ' ગુરૂમહારાજ આ ભગતને સવારે કંઠી બાંધશે.'

બાવાઓ સાથે રાત્રે ભગતે એવો મેળ જમાવ્યો કે સહુ એના પર ખુશ ખુશ થઇ ગયા અને સહુએ આગ્રહ કરીને ભગતને માલપુઆ અચ્છી રીતે ખવરાવ્યા.

પોતાની જોડમાં બેઠેલા પરસાદીયા બાવાને ભગતે વાતે ચડાવ્યો.

" મા'રાજ તમને તો આવાં જમણ ગામે ગામ મળતાં હશે કેમ?"

" હો, હો, ભારી મોટાં જમણ મળે છે. શેઠિયાઓ, શેઠાણીઓ, પટેલીયાઓ, પટલાણીઓ અમે જ્યાં જઇએ ત્યાં બહુ ભાવપૂર્વક જમાડે છે. કોઇ સાટા જલેબી, તો કોઇ સાત ભાતની સુખડી, કોઇ ઘેબર તો કોઇ સુતરફેણી, કોઇ બાસુદી પુરી, તો કોઇ દૂધપાક પુરી,

કોઇ ચુરમાના લાડુ અને અડદની દાળ તો કોઇ પુરણપોળી અને ઢોકળાં."

"બસ બસ મા'રાજ તમે તો બહુ ભાગ્યશાળી છો." ચારણના મોઢામાં મીઠાઈયુંઓનાં નામ સાંભળી પાણી છૂટયું.

ભગતે રાત આખી આ સાધુઓના અખાડામાં આનંદથી વીતાવી. માલપુઆની થપી પેટના ચારે ખૂણામાં ભરાઇ હતી એથી પથારીમાં પાસાં ફેરવવાનું પણ ભગત માટે મુશ્કેલ હતું.

સાધુઓમાંના કેટલાકોની સ્થિતિ પણ ભગત જેવી જ હતી એટલે એમને પણ ઉંઘ આવતી ન્હોતી. ઉંઘ ન આવે એટલે સ્વભાવિક રીતે વાતો કરવાનું મન થાય અને એ બાવાઓ એ રીતે ધીમે ધીમે વાતો કરતા હતા. ચારણના કાન એ વાતો તરફ મંડાયા.

વાતોનો સાર એ હતો કે જગતમાં જ્યાં સુધી મુરખાઓ વસે છે ત્યાં સુધી બાવા થવામાં મોજ છે. ખાસ કરીને કેટલીક શેઠાણીઓની મુરખાઇ ઉપર એ બાવાઓ હસતા હતા. એક કહે કે અમુક શેઠાણીએ એના પગનો અંગુઠો ધોઇને ચરણામૃત લીધું. બીજો કહે કે અમુકે એનાં પૂજન કરી એના માથા પર ફૂલનો ઢગલો ચડાવ્યો. ત્રીજો કહે કે રોજ સ્વહસ્તે પોતાને કોળીયા ભરાવીને પછી જ અમુક શેઠાણી જમતી. આમ જુદા જુદા અનુભવનાં જીવતાં પુરાણ આ જગા ગઢવીએ સાંભળ્યાં. એને થયું કે: "મારા દિકરા આ બાવાઓ બધાને મુરખ બનાવે છે. એને જો હું મુરખ બનાવું નહિ તો ચારણ નહિ."

( ૪ )

ઓઝત નદીમાં નાહિ ધોઇ પવિત્ર થઇને આવેલા ચારણ ભગતને મુકુંદદાસજી પોતાના ગુરૂ પાસે લઇ ગયા. ભગતે પણ બરાબર નમ્ર ભાવે, કોઇ દુઃખી જીવડો હોય, સંસારથી કંટાળી ગયો હોય,

જગત આખું ખારૂં ઝેર જેવું લાગતું હોય એવી મુખમુદ્રા સહિત હાથ જોડી એ સાધુઓના ગુરુને નમસ્કાર કર્યાં.

"આવો ભગતજી, આવો. મને મુકુંદદાસજી તમારે માટે રાતે જ કહી ગયા હતા."

"હા. મા'રાજ." ભગતે ગળાગળા થઈ હાથ જોડી રાખ્યા.

"ભગત, તમારે અમારી કંઠી બાંધવી છે?"

"મા'રાજ એટલા માટે તો પચાસ કોસથી ચાલીને આવ્યો છું."

"પચાસ કોસથી?"

"હા, મા'રાજ, ઠેઠ બારાડીથી આવું છું."

"ભલે ભલે. બેસો બેસો."

ગુરૂએ બેસવા માટે સૂચના આપી.

"ભગત, ન્હાયા છો?"

"બાપુ ન્હાઈને સીધો અહિં આવું છું. આખી રાત આપની જમાત સાથે જ હતો એટલે એટલું જ્ઞાન તો મને આવે જ ના!"

"ભગત, તમારા ગુરૂ કોણ?"

"તમે."

"એ તો હવે ગુરૂ થશે પણ અત્યાર સુધી કોણ ગુરૂ હતા?" મુકુંદદાસજીએ ભગતને ગુરૂદેવના પ્રશ્નનો ફોડ પાડી બતાવ્યો.

"મા'રાજ ચારણને કોઈ ગુરૂ હોય જ નહિ."

"એટલે?"

"ચારણ સહુનો ગુરૂ છે."

"મુકુંદદાસ, આ શું કહે છે?"

મુકુંદદાસ ઘડીભર મુંઝાયો અને એણે ગઢવીની વાતને ફેરવી બાંધવા પ્રયત્ન કર્યો.

"ગુરૂદેવ, એની વાત સાચી છે. ચારણો બહુ સમર્થ હોય છે પણ જ્યારે આપ જેવા ગુરૂદેવ પધારે ત્યારે એ એની કંઠી જરૂર બાંધે છે. કેમ ભગતજી ખરૂં ના ?"

"સાવ ખરૂં. સોળ વાલને એક રતી જેટલું ખરૂં. મા'રાજ હું તમારી કંઠી બાંધવા તૈયાર છું."

તુરત મુકુંદદાસે પોતાની ઝોળીમાંથી કંઠીનો ઝુડો કાઢયો. એમાંથી એક જાડેરી કંઠી લઇ એને ગુરૂના ચરણમાં લગાવી અને તુરત ચારણના ગળામાં બાંધી દીધી.

"લ્યો ભગત, ગુરૂમા'રાજ તમને કંઠી બાંધે છે." મુકુંદદાસે ભારપૂર્વક ભગતને કહ્યું.

"મારાં મોટાં ભાગ્ય."

"આજથી તમે અમારા અખાડામાં ભળ્યા છો."

"સોના જેવું સરસ કામ થયું."

"હવે તમે અમારા પંથના કહેવાશો."

"એ પણ ગોળ જેવું ગળ્યું થયું."

મુકુંદદાસના ગુરૂએ આ ભગત સ્હામે જોઇ રાખ્યું. પણ ભગત તો માત્ર વાતો જ કરતા હતા, એટલે મુકુંદદાસે ખરી મુદ્દાની વાત પર ભગતનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કર્યો.

"ભગતજી, ગુરૂદેવે તમને કંઠી બાંધી."

"મેં કીધું ના કે બહુ મોટું કામ થયું."

"એ તો ઠીક. પણ કંઠી બાંધી એનો અરથ તમે સમજ્યા ?"

"શું ?"

"ગુરૂદેવ તમને વૈકુંઠ અને સ્વર્ગ બન્ને આપે છે."

"મારા માથા ઉપર, મારા નાથ, એ મારા માથા ઉપર."



"તો વૈકુંઠ અને સ્વર્ગ એ કંઈ તમારા બાપનાં છે?"

મુકુંદદાસ અને એના ગુરૂ એક બીજા સ્હામું જોઈ રહ્યા, અને ચારણ ભગત ગુરૂના પગમાં કંઇ ધરતો નથી એ જોઈ બન્ને મુંઝાયા. મુકુંદદાસે ફરી વાર પાસો નાંખ્યો.

"ભગત, ગુરૂએ તમને કંઠી બાંધી."

"હા, બાપુ, ભલે બાંધી."

"અને ગુરૂદેવ તમને વૈકુંઠ અને સ્વર્ગ બન્ને આપે છે. તમે ગુરૂદેવને શું આપો છો ?"

"મારે કંઇ આપવું જોઇએ ?"

"હા, હા, ગુરૂદક્ષિણા આપવી જોઈએ ના ?" મુકુંદદાસે સ્પષ્ટતા કરી.

ચારણે બે ઘડી મૌન સેવ્યું. મુકુંદદાસથી રહેવાયું નહિ એટલે એણે ફરી વાર એની સ્હામે જોયું.

"ભગત, ગુરુ મહારાજ તમને વૈકુંઠ અને સ્વર્ગ બન્ને આપે છે, તમે શું આપો છો ?"

"તો હું ગુરૂને લીંબડી ને વઢવાણ બેય આપું છું."

"લીંબડી ને વઢવાણ ! ?"

મુકુંદદાસે આશ્ચર્ય બતાવ્યું.

"હા. લીંબડી ને વઢવાણ બેય."

"લીંબડી ને વઢવાણ તારા બાપનું છે ?" મુકુંદદાસ ગુસ્સાથી ઉછળ્યો.

"તો વૈકુંઠ અને સ્વર્ગ એ કંઇ તમારા બાપનાં છે ?"

મુકુંદદાસ અને એના ગુરૂના ગુસ્સાનો પાર ન રહ્યો.

"એય, કંઠી બાંધીને આમ બોલાય ?" મુકુંદદાસ હાંફતો હાંફતો બોલ્યો.

"લે આ તારી કંઠી, બીજું શું ?"

ગઢવીએ કંઠી તોડીને મુકુંદદાસના માથામાં મારી.

× × ×

આખાય મટપરમાં આ ગઢવીની કંઠીની વાત વાયુ વેગે ફેલાઇ ગઇ.

ગામના નગરશેઠ અમરચંદ શેઠે ચારણને બોલાવીને હકીકત પૂછી.

ચારણે સર્વ હકીકત સંભળાવતાં કહ્યું કેઃ "મારે એ કંઠી સાથે કંઇ કામ ન્હોતું. મ્હારે તો માલપુઆ ખાવા હતા."



# .·. વૈભવ : વિલાસ : વિરામ વર્ગ .·.

"કાં દેવચંદ શેઠ, ચાલવું છે ?"

"ક્યાં ?"

"ગોલવડ"

"ત્યાં શું છે ?"

આ વર્ષે ત્યાં વૈભવઃ વિલાસઃ વિરામઃ વર્ગ ખુલવાનો છે."

"વૈભવ વિલાસ વિરામ વર્ગ ! ?"

"હા. હા. કેમ આટલી બધી અજાયબી ઉપજે છે ?" નવનીતે દેવચંદશેઠ સામે મીટ માંડી.

"અજાયબી તો થાય જ ના ? મે મહિનામાં વ્યાયામ વર્ગ અને વ્યાખ્યાન વર્ગ ખુલતા સાંભળ્યા છે પણ આ તો કોઈ નવી જાતનો જ વર્ગ લાગે છે !"

"એમાં જ એની મજાહ છે. જો તમારે જોવા હોય તો આ રહ્યા એ વર્ગના નિયમો." નવનીતે દેવચંદશેઠના હાથમાં આ નવી જાતના વર્ગના નિયમોનું પતાકડું મૂક્યું.

ઉતાવળે ઉતાવળે દેવચંદ શેઠે એ નિયમો વાંચ્યાઃ

( ૧ ) આ વર્ગનું નામ વૈભવઃ વિલાસઃ વિરામ વર્ગ રાખવામાં આવ્યું છે એ મુજબ ગોલવડના શિતળ દરિયાકાંઠાપરના શ્રીફળનાં વૃક્ષોની વનરાઇની મધ્યમાં રેશમી તંબુઓની અલગારમાં આ વર્ગ તા. ૧ લી મે થી તા. ૩૧ મી મે સુધી ચાલશે.

( ૨ ) આ વર્ગમાં આવનારને ચા, કોફી, કોકો, પાન, સોપારી, બીડી, સીગારેટ, સોડા લેમન, આઇસ્ક્રીમ, સુરતની ઘારી, ખંભાતની સુત્રફેણી, જામનગરની અડદની બુંદી, કલકતાના રસગુલ્લા, વડોદરાનો દાલચીવડો, રાજકોટના શેવ ગાંઠીયા, ચોરવાડનાં કેળાં પોપૈયાં વિગેરે પુરાં પાડવામાં આવશે.

( ૩ ) આ વર્ગનો ખાસ કંઇ નિયત કાર્યક્રમ નથી પણ સહુ સહુએ પોતપોતાની મેળે પોતાને પસંદ આવે તેવા વૈભવ વિલાસ અને વિરામના કાર્યક્રમને ઘડી લેવો. વર્ગના ચાલકોનો હેતુ એટલો જ છે કે આ વર્ગમાં આવનારે ખૂબ ખાવું, ખૂબ ઉંઘવું, ખૂબ હસવું, ખૂબ વાતો કરવી, ખૂબ આનંદ કરવો, ખૂબ રમવું, ખૂબ ગાવું બજાવવું. એને અંગે જે કંઈ સાધનો જોઇતાં હશે તેની સગવડ વર્ગ તરફથી કરવામાં આવશે.

( ૪ ) આ વર્ગમાં જોડાનારે સવારે ક્યારે ઉઠવું તથા રાતે ક્યારે સુવું એ સહુ સહુની મુન્સફી ઉપર રહેશે.

( ૫ ) આ વર્ગમાં આવનારે માત્ર દાઢી મૂછ બોડવાનો સામાન સાથે લાવવાનો છે એ સિવાયની સર્વ ચીજો વર્ગ તરફથી મળશે.

( ૬ ) સંજોગો અનુસાર કોઇ પણ કાર્યક્રમમાં ફેરફાર કરવાનો હશે તો ચોવીસ કલાક અગાઉથી સર્વને ખબર આપવામાં આવશે.

( ૭ ) આ વર્ગમાં લવાજમ તરીકે સવા ઓગણીસ રૂપિયા, સવા પંદર આના અને સવા અગીયાર પાઇ લેવામાં આવશે.

( ૮ ) આ વર્ગમાં ન્યાત જાત કે ધર્મના કંઈ ભેદભાવ નહિ રહે.

વધુ વિગત માટે લખો અથવા મળો.

એસ. દાસ, ડી. એ. સી.

મંત્રીઃ 'વૈભવ વિલાસ વિરામ વર્ગ'

ગોલવડને સાગર તટે.

"વાહરે વાહ, આ વર્ગ તો બહુજ સારો. ઓલા બધા ડંડીકા અને લાકડીયું ઉડાડનારા કરતાં આવા વર્ગો વધુ આવકારદાયક છે." દેવચંદ શેઠે પોતાની ફાંદ પર હાથ ફેરવતાં ફરી એ નિયમો પર નજર ફેંકી.

"એટલા માટે જ હું શેઠ આપને અત્યારે મળવા આવ્યો છું. આજે છેલ્લી તારીખ છે માટે આજને આજ આ વર્ગમાં જોડાવાની અરજી કરી નાંખવી ઠીક છે."

"જ્યાં નવનીતલાલ ત્યાં દેવચંદ શેઠ હોય જ, પણ નવનીતભાઈ આ વર્ગવાળાએ સત્રા ઓગણીસ રૂપિયા, સવા પંદર આના સવા અગીયાર પાઈનો હિસાબ શું રાખ્યો હશે!"

"શેઠ આપ સમજ્યા નહિ. એ વર્ગના સંચાલકો આર્ય સંસ્કારના ઉપાસકો છે એટલે એમણે બધી સવાઈ રાખી છે અને એઓ એમ ઇચ્છે છે કે આવનારની પણ દરેક બાબતમાં સવાઈ જ થાય."

( ૨ )

ગોલવડના સ્ટેશને આજે મોટી ધમાલ હતી. વૈભવ, વિલાસ અને વિરામ વર્ગમાં જોડાયલી જુદા જુદા પ્રદેશની વૈભવી વિલાસી અને વિરામપ્રિય નવસો નવાણું વ્યક્તિઓથી ગોલવડનું પ્લાટફોર્મ આજે ધમધમી ઉઠયું હતું. વર્ગના સંચાલકોએ વર્ગમાં આવનારાઓ માટે એક સરખી 'શેવરોલેટ' મોટરો રોકી હતી. એમાં બેસી સહુ

દરિયા કાંઠે વર્ગને માટે ખાસ ઉભા કરેલા તંબુઓ તરફ ઉપડયા.

ગોલવડનો દરિયા કાંઠો રમણિય છે, શિતળ છે, સૌંદર્યવંતો છે, સોહામણો છે. અને તેમાંય શ્રીફળની મહામાતાઓ સમી જૂની નાળીએરીઓ વચ્ચે રેશમી તંબુઓની હાર જોઇને કેશ્મીરની પંડિતાણીઓ સફેદ વસ્ત્રમાં સજ્જ થઇ આવકાર આપતી હોય એવું મનોહર દ્રશ્ય ખડું થતું હતું. એ રેશમી સફેદ તંબુઓની મધ્યમાં એક મોટું પાટીયું લટકતું હતું. એમાં વૈભવ: વિલાસ : વિરામ વર્ગ એ સોનેરી અક્ષરો આંખને ઉડીને વળગતા હતા.

દેવચંદશેઠને તો આ દ્રશ્ય જોઇ કવિતા સ્ફુરી અને મોટરમાંથી ઉતરતાં ઉતરતાં એણે નવનીતલાલ સામે જોયું.

" નવનીત ખરેખર આ તો પેલી કવિતાની કડીઓ જીવતી કરી દેય છે:

ખીલી વસંત વૃક્ષ ડાળી જુઓ ડોલતી
ખૂબીને ખોલતી
પ્રેમ પુષ્પની પ્રભા અપાર ધારી
આંગળીયો તુલ્ય પાન તેથી બોલાવી માન મોહનને આપતી."

" પણ દેવચંદ શેઠ આમાં તો કયાંઇ પુષ્પ નથી અને રસિકાએ નથી, આ તો નાળીયેરીનાં જાડાં જાડાં પાન છે......"

" નવનીતલાલ, કવિતાના તમે રસભોગી નથી એટલે તમને આમાં સમજ ના પડે "

દેવચંદશેઠ અને નવનીતલાલ એમને માટે નિયત થએલા તંબુમાં દાખલ થયા.

એ તંબુને ઉપરથી જેમ સફેદ રેશમથી મઢવામાં આવ્યો હતો તેમ અંદર પાટણનાં પટોળાથી એને આચ્છાદિત કરવામાં આવ્યો હતો. અંદર બે સ્પ્રીંગવાળા પલંગ હતા. એના ઉપર સવામણ ભરૂચી રૂની તળાઈ પાથરી હતી. તળાઈ ઉપર સમુદ્રના ફીણ સરીખા શ્વેત

ઓછાડ અને ઉપર રેશમી ગામલશુરીયાં અને તકીયાઓ હતા. કોઈ રાજરાજેન્દ્રને માટે તૈયારી થઈ હોય એવી રીતે એ તંબુમાં ટેબલ ખુરશી વિગેરે સાધનો અચ્છી રીતે ગોઠવવામાં આવ્યાં હતાં.

"નવનીતલાલ, આ વર્ગના સંચાલકો માળાઓ લાગે છે તો ભારે રસિયા હો, આ જંગલમાં એમણે તો ઇંદ્રાપુરી ખડી કરી દીધી છે!"

"અને સામે તો જુઓ શેઠ, ઓલા વ્યાયામવર્ગવાળાઓએ ગુણીયાં બાંધીને ઝુંપડીઓ કેવી બનાવી છે." નવનીતે વૈભવ વિલાસ વિરામ વર્ગની બરાબર સ્હામે આવેલ રાષ્ટ્રીય વ્યાયામ મંડળ તરફથી ચાલતા વ્યાયામ વર્ગની છાવણી તરફ દેવચંદશેઠનું લક્ષ્ય ખેંચ્યું.

"એ વ્યાયામ વર્ગોનું પણ હમણાં માળું ખૂબ હાલ્યું છે હો! જેમ કાપડની દુકાન એક વેપારી માંડે અને એ દુકાન સારી ચાલે એટલે બીજો વેપારી પણ એજ કાપડની દુકાન એના પાડોશમાં જ શરૂ કરે એ રીતે આ વ્યાયામ વર્ગોનો હમણાં હમણાં રાફડો ફાટયો છે. માળા ઈ બધાય એમાંથી શું કાંદો કાઢવાના છે એ તો એ લોકો જ જાણે!"

"કાંદો બાંદો તો ઠીક, પણ શેઠ આપણાં દેશીઓનાં માનસ જ કંઇ એવી માટીનાં ઘડાયાં છે કે એક કરે એટલે બીજો હરિફાઇમાં પાછું એનું એ જ કરે. અને એ હરિફાઇ વેપાર ધંધામાં હોય તોય બળ્યું. પણ આ તો સેવાના કાર્યમાં પણ હરિફાઇની હાટડીઓ મંડાતી જાય છે."

"એમાં તો માળા અંગ્રેજો પાવરધા. એ લોકો તો નવું નવું કર્યા જ કરે. આ વૈભવ વિલાસ વિરામ વર્ગના ચાલકોમાં અંગ્રેજોના જેવી આવડત લાગે છે એટલે જ આવી સરસ રચના કરી છે."

"અને શેઠ એ એની રચના સફળ પણ થઈ છે. આપણા આ વર્ગમાં નવસો નવાણું જણ આવ્યા છે જ્યારે ઓલા સામે

દેખાતા વ્યાયામ વર્ગમાં પુરા નેવું વિદ્યાર્થી પણ નથી આવ્યા."

"પણ નવનીતલાલ આ એસ. દાસ કોણ છે?"

"છે તો આપણો કાઠિયાવાડી ભાઈ પણ એણે જરા પ્રતિભા પાડવા એસ. દાસ એવું બંગાલી નામ ધારણ કર્યું છે."

"માળો છે તો અક્કલવાળો."

"આ આખીયે રચના એની અક્કલનું પરિણામ......"

"નવનીતલાલ એક ખામી અહિં લાગે છે."

"શું?"

"એણે આ વર્ગમાં માત્ર પુરૂષો નહિ પણ સ્ત્રીઓને પણ દાખલ કરવી જોઇતી હતી."

"સ્ત્રીઓને દાખલ કરે તો એની જોખમદારી કેટલી બધી વધી જાય!!"

"સહુ સહુની સ્ત્રીઓ સહુ લઇ આવે એમાં જોખમદારી શાની? હું જો આવો વર્ગ ચાલુ કરૂં તો એમાં દંપતી સિવાય કોઇ દાખલ થઇ શકે જ નહિ."

( ૩ )

વૈભવ, વિલાસ, વિરામ વર્ગ ખોલ્યાને આજે ચાર દિવસ થયા હતા. અત્યાર સુધીમાં બારસો ને બાર જણ આ વર્ગમાં દાખલ થઈ ગયા હતા. અને ગોલવડના દરિયા કાંઠે એક ગામ વસ્યું હોય એવી રીતે એ વર્ગની ધમાલ રાત ને દિવસ ચાલુ રહેતી.

રાષ્ટ્રીય વ્યાયામ મંડળ તરફથી ચાલતો વ્યાયામ વર્ગ એના નેવું વિદ્યાર્થીઓ સહિત એના નિયત કાર્યક્રમથી આગળ વધતો હતો. હિંદી કવાયત, લાઠી, લેઝીમ, લકડી, ભાલાથી માંડીને સવારના સાડા પાંચથી શરૂ થતો એ વર્ગ રાત્રે નવ વાગે મનોરંજક કાર્યક્રમ પુરો કરી ખતમ થતો. કોઇ લશ્કરી છાવણી પડી હોય એવી શિસ્તથી



બધાએ ભેગા મળી હારમોન્યમ તબલાંની રમઝટ જમાવી

એ વર્ગ ચાલતો, અને નવ વાગે તો દીવા ઠરી જાય અને કોઈપણ વિદ્યાર્થી વાત કરી શકે નહિ એવી શાંતિ એ છાવણીમાં ફેલાઈ ગઈ. એજ વખતે આ વૈભવ, વિલાસ, વિરામ વર્ગના સભ્યોએ **બધાએ ભેગા મળી હારમોન્યમ તબલાંની રમઝટ જમાવી.** બારમા નંબરના એ તંબુમાં ચાર જણા હારમોન્યમ, તબલા અને ઝાંઝ સાથે મોટા રાગડા તાણી જાણે પૃથ્વીનું રાજ એમને પ્રાપ્ત થયું હોય એટલા આનંદથી ઝુલી રહ્યા છે. ફાનસની વાટ ઉંચી કરી એ ચારે જણ ગાતા બજાવતા એક બીજા સામે મસ્તીમાં આંખ મારતા, ચાળા કરતા, બરાડા પાડતા, વાહ વાહ કહી ઠેકા આપતા નિરંકુશ રીતે જેમ ફાવે તેમ મસ્તીએ ચડયા છે.

તેરમા નંબરના તંબુમાં બ્રીજ જામી છે. અગીયારમામાં એકઅંકી નાટક ભજવાઈ રહ્યો છે, દસમામાં હાસ્યરસની વાતો ઉછળે છે, નવમામાં ચોપાટ મંડાણી છે, આઠમામાં ચા પાણી ઉડે છે, સાતમામાં ચીરૂટો ફુંકાય છે, છઠ્ઠામાં મેસ્કોટની રમત જામી છે, પાંચમામાં કેરમ, ચોથામાં પીંગપોંગ, ત્રીજામાં જગતરંગ, બીજામાં ધીંગામસ્તી અને પહેલામાં હાસ્ય રમુજ અને કટાક્ષનો અખાડો જામ્યો છે.

આ રીતે તોફાન મસ્તીમાં એ આખોય વર્ગ રાત્રે એક કે બે વાગે નિદ્રાને નોતરે છે.

વ્યાયામ વર્ગમાં તો પાંચ વાગે બ્યુગલ વાગે છે ત્યારે ઉઠવાનું. આ એના હરીફ વર્ગમાં તો આઠ કે નવ વાગે માંડમાંડ સવાર પડે છે. એક બાજું નેવું શિસ્તબંધ વિદ્યાર્થીઓની છાવણી છે. બીજી બાજુ બારસોથી વધુ સંખ્યામાં વૈભવ, વિલાસ અને વિરામ અર્થે આવેલી વ્યક્તિઓ છે.

**વ્યાયામવર્ગવાળા સવારે ડમ્બેલ્સ લઈ ડ્રીલ કરતા ત્યારે નવનીતલાલ** ચા બીસ્કીટને **ઈન્સાફ આપી સીગારેટ સળગાવતો.** સીગારેટને ધુંવાડે ધુંવાડે એ આ સૂર્યના તડકામાં ડમ્બેલ્સ

સાથે ડ્રીલ કરવા વિદ્યાર્થીઓની દયા ખાતો અને મનમાં જ બબડતો કે 'આ ધૂની લોકો એમ માને છે કે અમે આમ ડ્રીલ કરી સ્વરાજ મેળવશું.'

નવનીતલાલની રોજની સીગારેટ સાથેની આ વિચારણા આજે ચાલતી હતી તેટલામાં દેવચંદ શેઠે પથારીમાં પડયા પડયા બગાસું ખાધું.

"કાં શેઠ ઉઠો ઉઠો, હવે તો સોનાનાં નળીયાં થઈ ગયાં."

"કેટલા વાગ્યા?"

"આઠ ને ઓગણચાલીશ.........."

"ત્યારે તો થોડીવાર ઉંઘી લઉં" દેવચંદ શેઠે પડખું ફરતાં ફરતાં ગણગણાટ કર્યો.

"અરે પણ શેઠ જુઓ તો ખરા. આ બિચારા વ્યાયામ વર્ગવાળા સવારથી એક સરખા 'દહેને રૂખ' ને 'બાંયે રૂખ' કરી રહ્યા છે."

"એમને તો સ્વરાજ મેળવવું છે..."

"અને આપણે નથી મેળવવું શું?" સીગારેટની ફુંક ખેંચતાં ખેંચતાં નવનીતે પથારીમાં આળોટતા દેવચંદ શેઠને પૂછયું.

"આપણે તો પ્રભુએ બે પૈસા આપ્યા છે એ આજે માણી લઇએ, બાકી જે દિવસે એ લોકો સ્વરાજ મેળવશે ત્યારે આપણે કહેશું કે અમે પણ તમારા જ છીએ."

"શેઠ, ઈ નહિ ચાલે."

"એક ને એક બે જેવું ચાલશે." બોલતા બોલતા શેઠ આળસ મરડી ઉઠયા.

બન્ને મિત્રોએ વ્યાયામવર્ગની દયા ખાતાં ખાતાં ચા પાણી લઇને ખુબ ગપાટા માર્યાં. આમ સવારનો કાર્યક્રમ પુરો કરી બન્નેએ



વ્યાયામ વર્ગમાં બપોરે લાઠી કવાયત ચાલતી ત્યારે દેવચંદશેઠ પેટ પર હાથ મૂકી રેશમી તકીયાને અઢેલી ઘસઘસાટ ઉંઘતા.

ન્હાવાનું પતાવી, જમવાના કાર્યક્રમને ઇન્સાફ આપ્યો. આજે જમવામાં રસ પુરી ને ઢોકળાં હતાં.

બપોરને વખતે ફરી પાછો વ્યાયામવર્ગનો કાર્યક્રમ શરૂ થતો. અને એજ વખતે દેવચંદ શેઠની આંખ્યો ઘેરાતી.

**વ્યાયામવર્ગમાં બપોરે લાઠી કવાયત ચાલતી ત્યારે દેવચંદ શેઠ પેટ પર હાથ મૂકી રેશમી તકીયાને અઢેલી ઘસઘસાટ ઉંઘતા.**

( ૪ )

"મી. દાસ, તમને આવો સરસ વર્ગ ખોલાવા માટે મારાં અભિનંદન."

"થેંક્યુ દેવચંદ શેઠ."

"પણ મારી એક સુચના નોંધી લેશો ?"

"શું ?"

"આવતે વર્ષે આ વર્ગમાં એકલો પુરૂષ નહિ પણ એની સ્ત્રી પણ સાથે આવે એ માટે આ વર્ગના નામમાં એટલો ઉમેરો કરજો કે ફક્ત 'દંપતી' માટે જ. વાંઢાને આ વર્ગમાં સ્થાન જ ન હોવું જોઈએ."

"શેઠ આપની સૂચના સારી છે પણ આપ માનો છો કે દરેક પુરૂષ પોતાની પત્ની સહિત આ વર્ગનો લાભ લેશે ?"

"કેમ નહિ. લ્યો નોંધી લ્યો મારૂં નામ. મારાં શેઠાણી તો આ વખતે જ મને કહેતાં હતાં કે તમે પુરૂષો સ્વાર્થી છો. વૈભવ, વિલાસ, વિરામ વર્ગમાં તમે જઈને મોજ માણો અને અમને એવા લાભથી વંચિત રાખો છો ?"

"તો શેઠ, શેઠાણીને આ વખતે લાવવાં'તાં ના !"

"તમે જો નિયમમાં એટલું ઉમેર્યું હોત કે સ્ત્રીને સાથે લવાય છે તો હું જરૂર લાવત."

"પણ શેઠ, એમાં એક મુશ્કેલી છે. છોકરાં બચ્ચાંઓનું શું થાય ?"

"એમાં મુશ્કેલી શેની ? તમે થોડા રૂપિયા વધુ લ્યો અને બચ્ચાં કચ્ચાં ભલે આવે,"

"શેઠ એમાં થોડો વાંધો આવશે. બચ્ચાં કચ્ચાંઓનો કાફલો જો સાથે હશે તો વિરામ નહિ મળે."

"એ વાત પણ સાચી, ત્યારે એમ કરો કે છોકરાંઓને ઘેર રાખીને સહુ આવે અને......"

આ વાતચીત ચાલે છે એ દરમ્યાન તો દોડો...દોડો...ભાગો ...ભાગો...નાસો...માર્યાઠાર...આવી આવી બુમો ચારે તરફથી પડવા માંડી.

વૈભવઃ વિલાસઃ વિરામ વર્ગનો ચાલક મી. દાસ ચોંકીને જે દિશામાંથી અવાજ આવતા હતા એ તરફ ઉતાવળે પગલે ચાલ્યો. દેવચંદ શેઠ આરામ ખુરશી પર પડયા હતા તે બીકમાં ને બીકમાં બેઠા થઈ શકયા નહિ. નવનીતલાલ હાંફળો ફાંફળો થઇ ગયો.

"શેઠ માર્યા, બહારવટીઆ આવ્યા લાગે છે. નહિ તો આમ ધોળે દિવસે કોઈ ધાડ પાડે ખરૂં ?"

"હવે શું કરશું ?"

"શેઠ, મારૂં માનતા હો તો તમે તમારી પથારીમાં બે ગાદલાં છે એની વચ્ચે ભરાઇ જાઓ."

"અને તમે......"

"હું આપણો પાયખાનાનો તંબુ છે એમાં સંતાઇ..."

શોરબકોર વધ્યો. અને દૂર દૂરથી હાથમાં બંદૂકો અને તલવારો સહિત ઘોડેસ્વારો દોડતા આવતા દેખાયા.

દેવચંદ શેઠે એ દ્રષ્ય જોઈ બુમ પાડી: "એ મી. દાસ બચાવો બચાવો."

દાસ પણ આમ તેમ દોડતો હતો. એટલામાં નવનીતને એકાએક કંઇ યાદ આવ્યું એટલે એણે વિરામ વર્ગના સંચાલકનો હાથ પકડયો.

"મી. દાસ, જો આ બહારવટીયાઓ આજે તમારા વર્ગને લૂંટી જશે......"

"પણ હું કરૂં શું?" દાસે ગભરાતાં ગભરાતાં કહ્યું.

"આ વ્યાયામવર્ગમાં લાઠી ફેરવનારાઓ છે એને બોલાવો ને?"

દાસને આ સુચના ગમી. એ દોડતો વ્યાયામવર્ગમાં ગયો અને આંખના પલકારામાં પચાસ લાઠીધારી યુવાનીઆઓ આ વૈભવ: વિલાસ અને વિરામ વર્ગના રક્ષણ કાજે 'હોશીયાર' થઈને ઉભા રહ્યા.

દાસે છુટકારાનો દમ ખેંચ્યો. લાઠી ફેરવનારા યુવાનોએ એને આશ્વાસન આપ્યું હતું કે 'કોઇની તાકાત નથી કે તમારી પડખે ચઢી શકે.'

બૂમરાણ વધતુ ચાલ્યું. ગામડીયાઓ 'બહારવટીયા' 'બહારવટીયા' કહીને દોડાદોડ કરી રહ્યા હતા. એટલામાં તો વ્યાયામ વર્ગના સંચાલકે બ્યુગલ ફૂંકયું.

સહુ વ્યાયામમવર્ગને આશરે આવી ઉભા. વ્યાયામવર્ગના સંચાલકે પોતાની એક ટુકડી સહિત જે દિશામાં ઘોડાં દેખાતાં હતાં ત્યાં એમની સામે કુચ કરી.

વૈભવ વિલાસ વિરામ વર્ગના સભ્યોની દશા બહુ હાસ્યજનક થઈ પડી. સહુ પોતપોતાનો જીવ બચાવવા ગાંડાતુર બની ગયા.

એટલામાં વ્યાયામવર્ગનો સંચાલક પોતાની ટુકડી સહિત વિરામ વર્ગના મુખદ્વાર આગળ હસતો હસતો આવ્યો.

"ક્યાં ગયા મી. દાસ?"

દાસ પોતાની ઓફીસમાંથી દોડતો આવ્યો.

"કેમ શું છે?"

"ગભરાશો નહિ. એ લોકો બહારવટીયા નથી પણ સીનેમા-વાળાઓ છે અને બહારવટીયાનો એક સીન ઉતારી રહ્યા છે."

વૈભવ: વિલાસ: વિરામ વર્ગના સહુ સભ્યોએ છુટકારાનો દમ ખેંચ્યો.

બારસોથી વધુ સંખ્યામાં રહેલા આ વૈભવી જીવડાઓને વ્યાયામ-વર્ગના સભ્યોની સહાય લેવી પડી એ વિચારે દેવચંદ શેઠ બીજે દિવસે વ્યાયામવર્ગમાં ગયા. એ વખતે વિદ્યાર્થીઓ 'જંગમો' ફેરવતા હતા.

દેવચંદ શેઠે ખુશી થઇ નવનીતલાલના કાનમાં કંઈ કહ્યું એટલે નવનીતલાલે વ્યાયામવર્ગના સંચાલકને હર્ષથી કહ્યું કે "દેવચંદ શેઠ તમારા વર્ગને એક હજાર રૂપિયા આપી એના પેટ્રન બને છે."

× × ×

વૈભવ વિલાસ વિરામવર્ગ હવે આવતે વર્ષે ભરાશે કે કેમ અને એમાં 'દંપતી'જ દાખલ થઈ શકે એવી ગોઠવણ થઇ છે કે કેમ એની તપાસ કરવા દાલચીવડાએ એસ. દાસને કાગળ લખી પૂછાવ્યું છે.

# કામ ચલાઉ મહંત

"અરે ભાઇ હું મહંત નથી."

"આપુ એજ આપની મોટાઇ છે. જે મહંત હોય એ મહંત છું એમ ન જ કહે."

"પણ હું મહંત નથી—મહંત તો બહાર ગયા છે."

"ના બાપલા, આપજ મહંત છો, આપ જ અમારા તારણહાર છો, આપ જ અમારા દિલના દેવ છો, આપ જ અમારા આંધળાંઓની આંખ્યો છો, આપ જ અમારા જેવા ભૂલા પડેલાઓના..."

"અરે ભાઇ, પણ હું મહંત નથી એનું કેમ!"

"મહંતશ્રી, આપ અમને ભૂલાવામાં ગમે તેટલા નાંખો પણ આજ તો અમે આપને છોડવાના નથી. આપની થોડી સેવા કરવા દીયો."

"મને માફ કરો, કૃપા કરીને તમે બધા તંબુની બહાર જાઓ. હું મહંત નથી. મહંત આવે ત્યારે આવજો."

કાઠિયાવાડમાં વીસાવદર પાસે ગીર પ્રદેશમાં આજે સતાધારનો મેળો હતો. લગભગ બે લાખ માણસો એ મેળામાં ભાગ લેવા આવ્યાં હતાં. માધવપુરના મેળા પછી આ મેળો તુરતમાં ભરાતો હોવાથી એક સહૃદયી રાજવીની મોટર લઈ અમે એ રાજ્યના ફોજદાર સાહેબ સાથે એ મેળામાં ભાગ લેવા ગયા. અને સતાધાર દિવસ આથમ્યે પહોંચ્યા. લાખો માણસોથી સતાધારની જગ્યા કીડીયારૂં પુરાયું હોય એવી લાગતી હતી. ચારે તરફ ભજનની, ડાંડીયારાસની અને રાસડાઓની રમઝટ જામી પડી હતી.

મેં અને ગઢવી મેરૂભાએ કોકટી ખાદીનાં નવાં પહેરણો પહેર્યાં હતાં. એ ખાદીને જ્યાં સુધી પહેલું ધોણુ પડતું નથી ત્યાં સુધી એનો રંગ ભગવા રંગને મળતો હોય છે. અમે મોટરમાં નીકળ્યા એ પહેલાં હરજી વાળંદે આજે મારૂં અને મેરૂભાનું મુખડું કલીનશેવથી સાફ કરી દીધેલું હતું. અમારી મોટર મેળાના મુખદ્વારમાં પહોંચી તેટલામાં વીસાવદરના એક ગૃહસ્થ સામે મળ્યા.

“ઓહો દાલચીવડા સાહેબ–મેળામાં પધારો છો કે? મેરૂભા પણ સાથે છે કે?”

મેં હસીને એ આવકારનો જવાબ આપ્યો ન આપ્યો ત્યાં તો એ ગૃહસ્થ પણ સ્મિતભર્યાં હાસ્યે બોલ્યા:

“દાલચીવડા સાહેબ, આજ તો તમે અને મેરૂભા મહંત જેવા લાગો છો.”

“મહંત!?” મેં આશ્ચર્યભરી દ્રષ્ટિએ એ ગૃહસ્થ સ્હામે જોયું.

“અને બંને છે પણ મહંત જ.” અમારી સાથેના ફોજદાર સાહેબે પેલા ગૃહસ્થના સૂરમાં સૂર પુરાવ્યો.

“ભાઈ મશ્કરી જવા દીયો. અમે બંને તો તમારા જેવા સંસારી છીએ.”

"એ જે હો તે હો પણ આજે તમારી જોડલી મોટા મહંતોનું પણ પાણી ઉતારી નાખે એવી તેજસ્વી..."

વીસાવદરના એ ગૃહસ્થ પોતાનું વાક્ય પુરૂં કરે ત્યાં તો અમારી મોટર જોઇ એક ટોળું દોડયું આવ્યું અને અમારી 'જે' નો પોકાર થયો.

સાથે રાજ્યના ફોજદાર સાહેબ હોવાથી અમારો ઉતારો રાજ્યના તંબુમાં જ થયો. એ તંબુમાં કાઠિયાવાડની એક આગેવાન ધાર્મિક જગ્યાના મહંત સાહેબ ઉતર્યા હતા. જે રાજવીના એ મહંત મહેમાન હતા એ જ રાજવીના અમે મહેમાન હોવાથી એ મંહત સાહેબે અમારો પ્રેમભર્યો સત્કાર કર્યો.

"આ દાલચીવડા સાહેબ–નામ તો સાંભળ્યું હશે?" ફોજદાર સાહેબે મારી ઓળખાણ કરાવી.

"નામ શું, મેં તો એ દાલચીવડાની તીખી તમતમતી હાસ્ય કટાક્ષ અને રમુજની વાતો..."

પ્રસંશા મને બહુ પ્યારી નહિ હોવાથી મેં એ વાક્ય અધુરૂં રખાવ્યું.

"અને મહંત સાહેબ, આ ગઢવી મેરૂભા."

"આપ બન્નેની જોડીની મેં બહુ ખ્યાતિ સાંભળી છે. લ્યો આજે બહુ મોજ આવશે. મેળામાં આપ જેવા સજ્જનોનો સમાગમ થાય એનું નામ જ મેળો."

મહંત સાહેબનાં વિનય અને વિવેકથી અમને પણ આનંદ થયો. રાત્રિ જામી પણ અહીં તો દિવસ જેવી જ સ્થિતિ હતી. લાખો માણસોના અવાજોથી ચારે દિશાઓ ગાજી રહી. મહંત સાહેબને મળવા કેટલાક સાધુઓ આવ્યા. એમાંના એક સાધુએ ગાંજાની ચલમ જમાવી અને લ્હેરમાં એણે મેરૂભા સામે જોયું અને

પછી મારી સામે જોઈને પૂછયું કે હું કયાંનો મહંત છું. મેરૂભાએ પોલ હાંકો કે "રાયચુરના મહંત છે."

આટલા શબ્દો એ સાધુએ સાંભળ્યા ન સાંભળ્યા કે એણે તો ગાંજાની ચલમ મારી આગળ ધરી. મેં હાથ જોડી એ ચલમને નકારી એટલે તો એ સાધુએ ચલાવ્યું:

ગાંજો લીખ્યો હૈ સબ ગ્રંથનમેં,
શુક સનકાદિક એહિ બીદ ધાર્યો
નારદ શારદ શેષ દિગંબર
બ્યાસ પીયો જબ બેદ ઉચાર્યો
રામ પીયો લછમન પીયો
હનુમંત પાયો ગિરિ દ્રૌણ ઉઠાયો
ગાંજે કી બાતમે કીયા કહું મહારાજ
કૃષ્ણ પીઓ જબ કંસકુ માર્યો.

કવિતા બોલનારે કવિને પણ શરમાવે એવા અભિનયથી ગાંજાની પ્રસંશા સંભળાવી ફરીવાર ચલમ મારી સામે ધરી.

"અમારા મહંત મહારાજ ગાંજો પીતા નથી." મેરૂભાએ એ મહારાજને પોતા તરફ વાળ્યા.

"તબ કીયા પીતા હે?"

"એ તો શેડકઢાં દૂધ પીએ છે."

"એસા!"

"હાં જી."

આ ગાંજાવાળો આગળ ન વધે એ માટે મહંત સાહેબે એને પોતાની પાસે બોલાવી કાનમાં કંઈક કહ્યું. એટલે એ શાંતિથી બેઠો.

મહંત સાહેબને મળવા આવનાર એક યોગિનીએ હાથમાં મંજીરા લઇ ભજનની ધુન જમાવી.

ઉઘાડો કંઇ હૈડાં કેરાં હાટરે
પાંચ રે વસ્તુના તમે સોદા કરો હાજી !

એ ભજનની ધુન એટલી બધી સરસ રીતે જામી કે ત્યાર પછી મેરૂભાએ અને મેં ભજન—રસના ઘુંટડા આખી રાત પીધા કર્યા.

સવાર પડી. તોય હજુ મેળામાં તો રાતના જેવી જ સ્થિતિ ચાલુ હતી. ચારે તરફ ઘોંઘાટ અને ધમાલના વંટોળીયા ઉઠતા હતા.

એ ઘોંઘાટ વચ્ચે પણ જેમ નેપોલીયન લડાઈ વચ્ચે ઉંઘ લઈ લેતો, તેમ મેં અને મેરૂભાએ ઉંઘ લઈ લીધી.

આંખ ઉઘડતાં મહંત સાહેબ પોતાના ખાટલા ઉપરથી નીચે ઉતર્યાં અને મારી સામે જોયું.

"દાલચીવડા સાહેબ, ઉંઘ તો બહુ મીઠી લઈ લીધી !"

"જી હા. થોડાં ઝોકાં ખાઈ લીધાં."

"ઝોકાં ખાધાં, ઠીક ઠીક," મહંત હસ્યા અને આગળ ચલાવ્યું: "જુઓ હું જંગલમાં જઈ આવું, રસ્તામાં બીજા એક મહંતનો ઉતારો છે. ત્યાં સ્નાન ભોજન વિગેરેની ગોઠવણ છે. તમે પણ આવશોને ?"

"ના, ના, મહંત સાહેબ આપ પધારો. દાલચીવડા સાહેબ માટે મેં બધી ગોઠવણ કરી છે." ફોજદાર સાહેબે ખુલાસો કર્યો.

( ૨ )

મહંત સાહેબ તો જમવા રોકાવાના હતા એટલે આવ્યા નહિ. એમનો ખાટલો ખાલી પડયો હતો. હું અને મેરૂભા એક આસનપર બેઠા હતા.

એક જણે ઉતાવળે આવી મારા પગ પકડયા.

"મહંતજી, આપને હું ઘણા વખતથી શોધતો હતો આજે દર્શન થયાં."

મેં એના હાથમાંથી મારો પગ છોડાવ્યો પણ એટલામાં તો મારા તંબુ પર રીતસર હલ્લો થયો અને મારા દર્શનને ખાતર પડાપડી થઈ.

મેં દર્શન કરવા આવનાર દરેકને બહુ સમજાવ્યા કે હું મહંત નથી પણ મારૂં સાંભળે કોણ?

મેરૂભા ધીમું ધીમું હસતા આ પડાપડીની વ્યવસ્થા કરવા તંબુ બહાર ઉભા રહ્યા. ફોજદાર સાહેબ ક્યાંઈ દેખાતા ન્હોતા એટલે મારી મૂંઝવણ બહુ વધી પડી.

હું જેમ દર્શન કરવા આવનારને કહેતો ગયો કે હું મહંત નથી તેમ તેમ તો લોકોનો ભાવ વધતો ગયો. તંબુ બહાર જઈ લોકો અરસપરસમાં એક જ વાત કરતાં હતાં: "મોટા માણસ કાંઈ એમ બોલે કે હું મોટો છું—એજ મહંત છે. અંદર જાઓ દર્શન કરો."

ખરા મહંત સાહેબ હમણા આવશે એમ ધારીને હું તંબુના મુખદાર તરફ જોઈ રહ્યો હતો પણ ક્રમે ક્રમે ભકતોની ભીડ વધતી ગઈ.

એક ડોશીમાએ આવીને મારા પગ આગળ રૂપિયાની એક કોથળી ખાલી કરી.

"મહારાજ, આ મારી મરણમૂડી, હું આપને ચરણે ધરવા આવી છું..."

"પણ માડી હું મહંત નથી. મહંત સાહેબ આવે એટલે આપજો."

"ના બાપા બધાય કેય છે કે આપ જ મહંત છો. દૈવી પુરૂષ છો, પ્રભુના અવતારી..."

"મા એમ બોલોમાં હું પાપમાં પડું છું."

"નહિ નહિ ગુરૂ મહારાજ, આ મારી ભેટ સ્વીકારો, આજે મારા જીવને શાંતિ થઇ." આમ કહી એણે મારા પગના ચરણ સ્પર્શ કરવા પોતાની વૃદ્ધ આંગળીયો લંબાવી, મેં એને બે હાથે અટકાવી.

"મહંતશ્રીની જય–રાયચુરના મહંતશ્રીની જય."

તંબુ બહાર પોકાર પડયા.

એક સ્ત્રી ઘુંઘટો કાઢીને આવી અને મારા ચરણુમાં લાંબી થઈને દંડવત્ પડી.

"મહારાજ આપ તો જેને દીકરા ન થાય એને દીકરા આપો છો. કૃપા કરી મારે ઘેરે ઘોડીયું બંધાય એવા આશીર્વાદ આપો."

"બેન ઉઠો. હું મહંત નથી–મહંત તો બહાર ગયા છે."

"મહારાજ આપ જ મહંત છો. કૃપા કરો. મેં સાંભળ્યું કે કે રાખની ચપટી આપી આપ વાંઝીયાને ઘેર દીકરો આપો છો."

"બેન ખોટી વાત. હું તો સામાન્ય માણુસ છું."

"નહિ નહિ મહંત સાહેબ કૃપા કરો, દયા લાવો, દીકરા વિના હું તલખું છુંઃ આપ કહો એટલો ધર્માદો કરવા તૈયાર છું."

એ બહેનને હજી હું સમજાવું છું ત્યાં તો એક વૃદ્ધ વણિક લાકડીને ટેકે તંબુમાં દાખલ થયા.

"મહંતશ્રીની જે" ખોડંગતો ખોડંગતો પગ ભરતો એ વાણીયો બોલ્યો. હું એની સામે દષ્ટિ કરૂં તેટલામાં તો દૂરથી એણે પોતાની ભાવનગરી પાઘડી મારા પગ આગળ ફેંકી.

"મહંત સાહેબનો જય થાઓ."

પેલી બાઈ આ શેઠને જોઈ એક બાજુ ખસી ગઇ.

"કેમ શેઠ?"

"આપ બાપુ મોટા મહંત છો. મેં સાંભળ્યું છે કે આપ બજારની રૂખ સારી આપો છો. આપ તો દેવના દીકરા છો.

હમણાંજ મને એક જણે કહ્યું કે મહંત સાહેબ ભૂત, ભવિષ્ય અને વર્તમાન બધું આબાદ ટકોરાબંધ કહી દેય છે."

"કોણે કહ્યું?" મેં આતુરતાથી એને પૂછયું.

"અરે આખા મેળામાં વાત થાય છે કે રાયચુરના મહંત બહુ ભારે મોટા યોગી છે."

"શેઠ, તમને કોકે ભમાવ્યા લાગે છે. મારૂં નામ તો દાલચીવડા છે."

"મહારાજ મોટા માણુસનાં એજ લક્ષણ છે. મોટો માણુસ મુખેથી એમ કહે જ નહિ કે પોતે મોટો માણુસ છે."

"શેઠ તમે તો ડાહી જાતના છો, આ ગામડીયા મને મહંત માની બેઠા છે એમ તમે ન માનો,"

"માબાપ, એમ ન બોલો–આપ જ મહંત છો."

એ શેઠને હું મારી જાતની ખાત્રી આપું એ પહેલાં તો એક સ્ત્રી પુરૂષનું જોડું તંબુમાં દોડયું આવ્યું. પુરૂષે મારા પગ પકડયા. સ્ત્રી દૂર હાથ જોડીને ઉભી રહી.

"કેમ ભાઇ?"

"મહારાજ મારી સ્ત્રીના ગળામાંથી કોઇ ચંદનહાર કાઢી ગયું. આપ આપના જ્ઞાનબળે કૃપા કરીને મેળવી આપો."

"પણ ભાઇ હું મહંત નથી. તમને બધાને કોણ કહે છે કે હું મહંત છું."

"આપ જ મહારાજ મહંત છો." એટલું જ નહિ પણ આપ તો અવતારી પુરૂષ......" હાથ જોડી ઉભેલી બહેનને મેં બોલતી અટકાવી.

"તમે બધાં અકકલનાં બુઠાં છો. મારા જેવા સામાન્ય માણુસને અવતારી અવતારી કહો છો ને મને અને તમને બન્નેને પાપમાં નાખો છો."

"મહારાજ આપ એમ કહેશો એથી અમે છેતરાશું નહિ. અમારે તો આપની શકિતનો લાભ લેવો છે અને ચંદનહાર આપની જ કૃપાથી પાછો મેળવવો છે."

"અરે બહેન......" મારૂં વાકય પુરૂં થાય તેટલામાં માથે બે મીઠાઈના ટોપલા સહિત એક વેપારી દાખલ થયો.

"મહારાજ હું જાતે ઉપાડીને આ ભેટ આપને માટે લાવ્યો છું."

"કોને માટે ?" મેં એ વેપારી સામે જોઈને પ્રશ્ન કર્યો.

"આપ માટે."

"મારે માટે ? શા માટે ?"

"આપ મહંત છો, અધમ ઉધારણહાર છો, દીનોના બેલી છો......"

"અરે અરે તમે લોકોએ આ શું આદર્યું છે. હું મહંત નથી."

"બાપુ આપ જ મહંત છો. આ મીઠાઇ સ્વીકારો અને મારો દીકરો પરદેશ ગીયો છે એ કયારે આવશે એ આપના જ્ઞાનબળે જણાવો."

મારી તો મુંઝવણ વધતી ચાલી.

આ સ્થિતિમાં શું કરવું એનો હજી વિચાર કરૂં છું ત્યાં તો દશ બાર ડોશીઓએ આવીને મારા ચરણમાં રૂપિયાઓનો ઢગલો કર્યો.

"અરે બહેનો તમે આ શું કરો છો. હું મહંત નથી."

"ના મારા બાપ, તમારા ચરણ અમારા માથા પર ધરવા દો" એક ડોશીએ આવીને મારા પગ પકડવા કોશિષ કરી.

"અને મને તમારા ટોંટીયામાં મારૂં ડોચું મૂકવા દયો." બીજી વૃદ્ધાએ પોતાનું માથું મારા ચરણમાં મૂકયું.

"એ માવડી તમે મને પાપમાં નાંખો છો. હું મહંત નથી. તમે બધાં આમ ઘેલાં કેમ થયાં છો ?"

"બાપુ તમે તો દેવસ્વરૂપ છે. તમારી ખ્યાતિ તો આ સતાધારને કાંકરે કાંકરે આજે ફેલાઈ ગઈ છે. તમે તો ત્રિલોકતારિણી ગંગાની માફક અમારા જેવા જીવોને પાવન કરવા માટે અવતાર ધર્યો છે." એક યુવાન બહેન હાથ જોડીને ભાષણ કરતાં હોય એવી ઢબે બોલ્યાં.

"બહેન તમે સમજુ લાગો છો. તમને હું હાથ જોડીને કહું છું કે હું મહંત નથી."

મારી એ સમજાવટ અધુરી રહી ત્યાં તો વીસેક પટેલીયાઓનું ટોળું ઝાંઝપખાજ સહિત તંબુમાં ઘુસી આવ્યું અને મને નમસ્કાર કરી સહુએ કીર્તનની ધુન મચાવી;

'ઉભી છું આમની આમનીરે
હું તો મટી ગઈ સંસારીઆના કામની.'

આ બધાને કઈ રીતે સમજાવવા એ વિચારમાં એમના કીર્તનની એકાદ કડી સાંભળી ન સાંભળી ત્યાં તો એ પટેલીઆઓએ "મહંત બાપાનો જય, મહંત બાપાનો જય!" એવા પોકાર કર્યો.

પટેલીઆ એક પછી એક પગે લાગ્યા. દરેકે એક એક પાણીચું નાળીએર તથા એક એક સાકરનો પડો મારા પગ આગળ ધર્યાં.

"મા'રાજ બે વરસથી વરસાદ ઓછો છે. આ વરસે આપ અમારે ગામ પધરામણી કરો તો વરસાદ સારો થાય."

"પણ હું મહંત નથી. ખરા મહંત તો બહાર ગયા છે."

"મારાજ આમ બોલવું આપને ન શોભે. આપ જ મહંત છો માટે કૃપા કરીને આવીશ એટલું કહો એટલે અમારાં ધનભાગ્ય માનીશું."

"અરે પટેલીઆઓ, હું મહંત નથી એની તમને ખાત્રી આપું છું."

પણ પટેલીઆ સમજે શાના ? જેમ જેમ હું ના કહેતો ગયો તેમ તેમ એ દ્દઢ થતા ગયા.

પટેલીઆઓનું પ્રકરણ પુરૂં થયા ત્યાં તો ફુલોની ટોપલી સહિત એક ગૃહસ્થ દાખલ થયા. અને તંબુમાં દાખલ થતાં વેંત એણે મારા પર ફુલોનો વરસાદ વરસાવી 'જય' પોકારી.

"મહંતશ્રી, સતાધારનો મેળો આપને લીધે પાવન થયો છે. આપ ઠેઠ દક્ષિણ પ્રદેશના રાયચુરના મઠથી અહીં પધાર્યા એનો અમને ખ્યાલ ન રહ્યો, નહિ તો આપનાં સામૈયાં કરત." એ ગૃહસ્થે હાથ જોડી મારી સામે બેસતાં બેસતાં વિનય બતાવ્યો.

"પણ ભાઈ હું મહંત નથી. હું તો તમારા જ દેશનો સામાન્ય માણસ છું. ચોરવાડમાં રહું છું. તમને કોણે કહ્યું કે હું રાયચુરનો મહંત છું ?"

"બાપુ એમ અમે છેતરાઈએ એવા નથી. આપ જ મહંત છો આપના ચમત્કાર તો સર્વ સ્થળે પ્રસિદ્ધ છે. આપ જુદે જુદે સ્થળે ભકતોને જુદે જુદે સ્વરૂપે દર્શન આપો છો. હજી દસ મીનીટ પહેલાં વીસાવદરમાં મથુરાદાસ શેઠની દુકાને આપને ઉભેલા એક ભકતજને જોયા બીજા એક ભકતે આપને ત્રણ મિનિટ પહેલાં જ એક ભજન મંડલીમાં ભજન લલકારતા સાંભળ્યા. ત્રીજા એક ભકતે એ જ વખતે આપને વીસાવદરના સ્ટેશને ભકતો સહિત જ્ઞાન ચર્ચા......"

"અરે તમે આ બધું શું કહો છો ! ?"

"મહંતશ્રી આ સાચી વાત છે. આપની દિવ્ય શકિત, આપનું યોગબળ મહાન છે."

"તમે બધા ભૂલાવામાં પડયા છો. હું ખરૂં કહું છું કે હું મહંત નથી."

"મહંતશ્રીનો જય" વળી પાછા તંબુ બહાર જયનાદો થયા.

અને મારી અજાયબી વચ્ચે ખરા મહંત થોડા સાધુઓ સહિત તંબુમાં દાખલ થયા. અને એમણે પણ ભકતજનની માફક હસતાં હસતાં દુર ઉભા રહી મને નમસ્કાર કર્યા.

* * *

મને પાછળથી ખબર મળ્યા કે મહંતશ્રીએ પોતે મહંતોની આજે કેવી સ્થિતિ છે એનો ખરો ખ્યાલ આપવા મારી સાથે આવેલ ફોજદાર સાહેબ અને મેરૂભા સાથે મળી જઈને મને કામચલાઉ મહંત બનાવવાનું આ કાવતરૂં રચ્યું હતું.

* * *

મેરૂભા આજે પણ મને હસતા હસતા કહે છે કે દાલચીવડાભાઈ આ કોકટીનું પહેરણુ પહેરી, મુછો મુંડાવી આપણે બન્ને જો મહંત બની જઇએ અને હું લાંબે સાદે રામાયણ વાંચું તો આવા મેળાઓમાં હજારો રૂપિયાનો ઢગલો પગ આગળ થઇ જાય અને પછી એ રકમ આપણે દેશના કામમાં ગાંધીજીને ચરણે ધરી દઇએ. આ સૂચના અમલમાં મૂકવાનું મને થતું નથી. કામચલાઉ મહંત તરીકેનો એ દિન હું ભૂલતો નથી અને સાથે સાથે લાખો માણસો હજુ આવી મહંત પુજામાં માને છે એનો એમાંથી શી રીતે ઉદ્ધાર કરવો એ વિચારણા પણ ચાલુ છે.

# ત * ણુ * ખી * ચો

"પટેલ, આ ખેતર તમારૂં કે?"

"હા—જમાદાર સા'બ, ક્યિે ગામ રે'વું?"

"રે'વું દિલ્હી."

"દલ્લીમાં રો'છ? તમારૂં નામ?'

"મારૂં નામ બાદશાહ."

"એલા બાદશા, ત્યાં તમે શેની નોકરી કરો છ? જમાદાર છો કે?"

દિલ્હીના સમ્રાટ અકબર ખેડુતના આ ભોળપણુ સ્હામે હસ્યો પણુ ખેડુતને રાજી રાખવા એણે એની હાએ હા કરવામાં મોજ માની.

"હા, પટેલ. છઉં તો જમાદાર."

"ત્યારે જમાદાર સા'બ ઠેઠ દલ્લીથી અહીં ક્યાં નીકળી આવ્યા?"

"શિકારે નીકળ્યો તો તે ભૂલો પડયો એટલે અહીં તમારે ખેતરે આવ્યો."

"તી શિકાર શેનો કરો છો ? તેતર ને ચરકલાં મારતા હશો ! સાવજ મારો તો ભાઇડા કહું ભાઈડા !"

અકબર મનમાં ને મનમાં એ ખેડુતની વાતો પર હસતો ગયો.

"પટેલ, તમારા ગામનું નામ ?"

"ઇસવરીયું. અને જમાદાર, આ ગામ પણ દલ્લીનું જ છે."

"ત્યારે તો દિલ્હી કોઈ વખત આવ્યા હશો."

"નારે બાપા, ઇ વાત કેવી ? ત્યાં આવીએં તો તમારા જેવા જમાદાર કંઇક ધક્કા મારે."

પટેલની અકબર બાદશાહ સાથેની વાતું ચાલે છે તેટલામાં પટલાણી ભાત લઇને આવી.

"કાં જમાદાર, શિરામણી કરશોં ?

"જરૂર કરૂં, તમે જમાડતા હો તો જમું."

"ત્યારે હાલો, જાડી છાશ ને જુવારના રોટલા આવી ગયા છે."

"એક શરતે જમું."

"શરત એટલે ?"

"કોલ"

"વળી કોલ શાના ?"

"જો તમે દલ્લી આવો અને મારા મેમાન થાઓ તો હું આ રોટલા ખાઉં."

"જમાદાર સાબ, એમ તો એમ. જાઓ હું આવીશ. પણ એક વાત કહી દઉં કે હું એકલો નહિ આવું. મારી સાથે ધરમસી, ડાયો, નાથો અને રૂડો એ ચારે જણા આવશે."

"ભલે ભલે. તમારે જોઇએ એટલા આવજોને ?

તુરત પટલાણીએ ભાત છોડયું અને પટેલે દિલ્હીના સમ્રાટ સમક્ષ જાડા જુવારના રોટલા, રીંગણાનું કાચું અથાણું અને જાડી છાશ ધરી.

સોનાની થાળીમાં સોના રૂપાના ચમચાઓથી બત્રીસ ભાતનાં ભોજન આરોગનાર દિલ્હીના શહેનશાહને આ જુવારના રોટલા અને છાશમાં બહુ મઝા આવી.

જમાડતી વખતે ખેડુતનો પ્રેમ, એની નિર્દોષતા અને એનું ભોળપણ જોઇ ભારતસમ્રાટના દિલમાં એ ખેડુતે સ્થાન મેળવ્યું.

"પટેલ, તમારો કોઈ રાજા ખરો કે ?"

"રાજા બાજામાં તો અમે કંઈ સમજીએ નહિ. અમારો રાજા તો એક ભગવાન અને બીજો એક જમાદાર અહીં દર દિવાળીએ આવે છે એ."

"જમાદાર રાજા કહેવાય ?"

"હા. હા. એ જ અમારો રાજા. અમારૂં બધુંય કામ એજ કરે છે ના ? અને જમાદાર સા'બ તમે કયાંઇના રાજા ખરા કે નહિ ?"

"હું રાજા હાલુ હવે થવાનો છું."

"તો તો આંઇના રાજા થજો એટલે આપણે મજાઉં કરશું."

દિલ્હીશ્વરે આ ખેડુતનું ભાવભર્યું ભોજન આજે ખૂબ આનંદથી લીધું અને જતી વખતે ફરી દિલ્હી આવવાનો આગ્રહ કર્યો.

"પણ દલ્લીમાં તમારૂં ઘર અમને કેમ મળે ?"

"કોઇને પૂછજો એટલે બતાવશે."

"નામ તો બાદશા ના ?"

"હા. બાદશાહ."

"ત્યારે બાદશાનું ઘર પુછું તો મળશે ના ?"

"હા. જરૂર."

"ચોમાસાં ઢૂંકડો આવીશ અને સાથે ધરમશી ને બધા હશે હો?"

"ભલે ભલે."

"કોઇ જમાદાર ઘોડે તો નહિ ચડાવે ના?"

"મારૂં નામ લેજો એટલે વાંધો નહિ આવે. પણ પટેલ તમારૂં નામ?"

"મારૂં નામ પાંચો."

"લ્યો પાંચા પટેલ. રામરામ."

( ૨ )

વરસાદ સારો થયો. વાવણી થઇ ગઈ અને મોલ જોર પર ચડયા એટલે પાંચો, ધરમશી, ડાયો, રૂડો અને નાથો એ પાંચે પટેલીઆ પરિયાણ કરી દિલ્હી આવ્યા.

દિલ્હીને દરવાજે જઇને પાંચાએ જોરથી અવાજ દીધો:

"જમાદાર સાંબ રામરામ!"

દિલ્હીનો દરવાણી આ રામરામી કરનાર પટેલીઆઓ સ્હામે જોઈ રહ્યો અને એની રામરામી ઝીલી.

"જમાદાર, બાદશાને ઓળખો છો?"

આ વિચિત્ર પ્રશ્નથી દરવાણીને વધુ અજાયબી થઈ અને હકારમાં પોતાનું માથું પટેલીઆઓ સ્હામે હલાવ્યું.

"ધરમશી, માળા બાદશાને આ ઓળખતો તો લાગે છે."

"પાંચા પૂછને કે એ બાદશાનું ઘર કીયું?"

"હા. હા. જમાદાર સાબ, ઈ બાદશાનું ઘર કીયું?"

"બાદશાહનું ઘર......?" દરવાણી પાંચાને એના વિચિત્ર પ્રશ્ન માટે ગાળ દેવા જાય છે એટલામાં એના બીજા સાથીએ એને

વાયી અને એના કાનમાં ધીમેથી કહ્યું કે "બાદશાહ સલામતે હુકમ આપ્યો છે કે આ પટેલીઆ આવે તો એને માન આપવું."

દરવાણીને બાદશાહનો હુકમ યાદ આવ્યો અને બાદશાહ તરફની સર્વ સૂચનાઓ પોતાના ઉપરીએ સમજાવી હતી એજ આ પટેલીઆ છે એમ ખાત્રી થતાં એમની સાથે એક માણસ મોકલ્યો.

"પટેલ જાઓ, આ માણસ તમને બાદશાહનું ઘર બતાવશે."

પટેલીઆઓ મોટી મોટી ડાંફું ભરતા દિલ્હીશ્વરના મહેલ આગળ આવી પહોંચ્યા. સાથે આવેલા માણસે એમને ઠેઠ મહેલના મુખદ્વાર સુધી પહોંચાડી દીધા અને ત્યાંના મુખ્ય માણસને સોંપ્યા.

"કોને મળવું છે?" મહેલના મુખીએ પટેલીઆઓને પૂછ્યું.

"મળવું છે તો બાદશાને અને એને કેજો કે પાંચો, ધરમશી, ડાયો, કુંડો અને નાથો પટેલ દરવરીએથી આવ્યા છે."

બાદશાહને ખબર પડતાં એ પટેલીઆઓને પોતાની સમક્ષ બોલાવ્યા. બાદશાહને જોતાં જ પાંચે જોરથી બૂમ પાડી.

"બાદશા રામ રામ. ભૂલી તો નથી ગીયા ને?"

"ના, ના પટેલ, તમને ભૂલાય? આવો આવો."

પાંચો તો ચારે તરફ લટકતા તખ્તાઓ, છતમાં જડેલા આરસાઓ અને હાંડી ઝુમર જોઈને ચોંકી ઉઠયો.

"ધરમશી, જોયું આ બાદશાનું ઘર. રોગા માળે કાચ જ ખડક્યા છે ના?"

થોડી વાર પરચુરણ વાતો કર્યા પછી બાદશાહે પાંચાને પૂછ્યું:

"પટેલીઆ, કંઈ જમશો?"

"આમાં તે શું જમે? રોગા ચારે તરફ કાચનો જ ગરનાર ખડકયો છે એમાં ખવાય ક્યાંથી?"

" ના.ના. પટેલ, તમારે જે કંઈ પણ ખાવું હોય એ તમને અહીં મળશે."

" એમ ?"

" હા. તમારી ઇચ્છા થાય એ જણાવો એટલે મંગાવી આપું."

" ત્યારે ધરમશી, શું ખાશું ?"

" પાંચા તું કે' ય ઈ."

" ત્યારે હમણાં બે વરસથી ખેતરમાં તલ થાતા નથી તે જો સારા તલ અહીં મળે તો તલ ને ગોળ ખાઈએ."

" હા. માળું ઈ બહુ સારૂં હો. તલ મેં પણ ઘણા વરસથી ખાધા નથી." નાથાએ તલ ખાવાની વાતને વધાવી લીધી.

" બાદશા, આંઇ ઝાકળીઆ તલ મળશે ?"

" હા."

" તો તલ ને ગોળ ખાઇએ."

તુરત બાદશાહનો હુકમ થતાં તલનો એક કોથળો અને ગોળનું એક બીલું હાજર થયું.

" બાદશા, તમે ખાવા લાગશો ના ?"

મેં હમણાં જ નાસ્તો કર્યો છે. પટેલ તમે જમો."

તલ અને ગોળપર પટેલીઆ હાથ મારતા હતા એ વખતે બાદશાહે પોતાના હજુરીને બોલાવી આ પટેલીઆઓના જૂદા ઉતારાની સગવડ કરવાની સર્વ સૂચના આપી દીધી અને એની મહેમાનગીરીમાં કંઈ કચાશ ન આવે એને માટે ખાસ લક્ષ આપવાનો હુકમ કર્યો.

( ૩ )

એક સરસ મહેમાનગૃહમાં આ પટેલીઆઓને ઉતારો આપ-

વામાં આવ્યો. પણ એ મહેમાનગૃહમાં ઉપર જતાંજ પાંચો જોરથી બોલી ઉઠ્યોઃ

"એલા ધરમશી, આ તો એકડંડીઓ મહેલ લાગે છે ?"

"હા માળું દેખાય છે તો એવું અને પાંચા આંઈ પગ મુકતાં સંભાળજે હો. માળું પોચું પોચું લાગે છે. રખેને બાદશા આપણી પરક્ષા કરતો હોય !"

"હા માળુ લાગે છે ઉંડું ઉંડું. ક્યાંક આખા ને આખા બોમાં ગરી જાઇએ તો ?" પાંચાએ પોચા લાગતા ગાલીચાઓ ઉપર પગ મુકવાને બદલે હાથથી એ ગાલીચાઓ દબાવી જોયા.

ઉપર સુંદર રવેશ હોવાથી ધરમશી રવેશ જોવા બહાર ગયો. એની વાંસે નાથો અને રૂડો પણ ગયા. ત્રણ જણા રવેશમાં અને બે જણા દિવાનખાનામાં રહેવાથી પાંચાના ભેજામાં એક વિચાર આવ્યો અને વિચાર આવતાં જ એ ચોંકયો અને રીડ નાંખીઃ

"એ ધરમશી—એ ધરમશી માળા એક જણ અમારી પાસે આવો નહિ તો આ એકડંડીઓ મહેલ ઉલળી જશે. તમારી તરફ ભાર વધી ગયો."

ધરમશીને પણ એ વાત સાચી લાગી એટલે રવેશમાંથી હડી કાઢી એ અંદર આવ્યો.

પાંચાએ તુરત જ મહેમાનદારી ખાતાના વડાને નીચે જઈ હાથ જોડી કહ્યું કેઃ "બાપા અમને આ એકડંડીઓ મહેલ નહિ ફાવે. એ તો ઉલળી જાય એવો છે અને ગાડું ઉલળે તો જીવાય પણ એકડં-ડીઓ જો ઉલળશે તો અમારી સમાતું અહીંજ થઈ જશે."

હસતાં હસતાં મહેમાનદારી ખાતાના વડાએ બાદશાહ સમક્ષ જઈ આ હકીકત રોશન કરી અને પટેલીઆઓનો ઉતારો ફેરવ્યો.

નીચેના એક ઓરડામાં ગોદડાં અને ધડકીયું પાથરી દઇ પટેલીઆને એ ઉતારે લઈ જવામાં આવ્યા.

"હાં હવે ઠીક. માળું ઓલું તો જાદુ હતું જાદુ."

પટેલીઆઓ હવે આરામથી ગોદડાં ઉપર બેઠા.

"માળો બાદશા લાગે છે મોટો હો." ધરમશીએ કહ્યું.

"પણ જમાદારથી મોટો નહિ, ઇ જો જમાદાર થાય તો આપણું કામ થઈ જાય એવો એ ભેરૂબંધ છે."

થોડીવાર થઇ ત્યાં જમવાની થાળીઉં આવી. બત્રીસ ભાતનાં ભોજન અને તેત્રીસ ભાતનાં શાક જોઇ પટેલીઆઓ મુંઝાણા. અને એમાંથી શું ખાવું એ એ પાંચેમાંથી કોઈ નક્કી કરી શકયું નહિ.

"પાંચા!"

"હાં, ધરમશી."

"આમાંથી શું ખાશું?"

"માળું આ બધું ય શેરનું ખાવું છે અને અપરમાદ કરે એવું છે, માટે સંભાળીને પેટમાં નાખવું."

"પાંચા એમ કરશું?"

"શું–ધરમશી?"

"આપણે ઓલી તાંસળીમાં પીળું પીળું છે ઇ જ ખાઇએ બાકીના કંઇ ને હાથ ન લગાડીએ તો ઠીક."

"વાત સાચી છે. માળા બાદશાએ આપણી પરક્ષા કરવા આ બધું લપસીંદર મોકલ્યું. આપણે પણ એને બતાવવું જોઈએ કે અમે ભલે ગામડાના છીએ પણ શું ખાવું ને શું ન ખાવું ઈ બરાબર જાણીએ છીએ."

પાંચે જણાએ એકમત થઇ પીળી કઢી ઉપર હાથ માર્યો તે

એટલે સુધી કે બ્રાહ્મણીઆ રસોડામાં તૈયાર થયેલી બધી કઢી ખુટાડી દીધી.

જમી ઓડકાર ખાઈને પાંચે જણુ ગોદડા ઉપર આવીને પડયા.

" પાંચા ! "

" હાં ધરમશી "

" માળો આ બાદશા પણુ કરાફાત લાગે છે હો ? "

" એવું મને પણુ લાગે છે. "

" માળે એકડંડીયા મેલ બનાવ્યા છે અને આપણા જેવાની પરક્ષા કરે છે કે આપણે સમજીએ છીએ કે નહિ. "

" ઈ એમ જાણુતો હશે કે આપણે ગામડાનાં બોથાં છીએ."

" પણુ આપણે તો તરત ચેતી ગયા અને એ એકડંડીઓ ઉલળે એ પહેલાં નીચે ઉતરી ગયા." રૂડાએ મુછોપર હાથ ફેરવ્યો.

" માળે ખાવામાંય કેટલી બધી કરામત કરી ? જો ભૂલેચૂકે ધરમશી એમાંથી કંઇ ખાધું હોત તો જરૂર અપરમાદ થાત અને એક હજાર વખત કળશીયે જાવું પડત ઇ જૂદું. "

" ઇ બાદશા એમજ સમજ્યો હશે કે આ ગામડાના માણસું કંઈ સમજતાં નહિ હોય પણુ ઇને પણુ હવે ખબર પડી હશે કે આપણે કંઈ એવો ઘેલસાગરા નથી કે એમ જી આવે ઈ પેટમાં ભરી દઇએ ? "

" અને કઢી માળી હતી ભારે હો ? "

" પણુ માળાઓ કઢીથી કંઈ પેટ ભરાય ? " ડાહ્યાએ વચમાં પોતાનો મત દર્શાવ્યો.

" પેટ ભરશું ઇશ્વરીએ જઈને. પણુ આંઇ આપણી કિંમત વધી ગઈ ના કે આપણે બધુંય સમજીએ છીએ. "

(૪)

બપોરે બાદશાહના હુકમ મુજબ નન્નીજાન પટેલીઆઓને ગાનતાન સંભળાવવા આવી. મહેમાનગૃહનો વડો, નન્નીજાન અને એના સાજવાળાઓને પટેલીઆ સમક્ષ રજુ કરી ચાલ્યો ગયો.

એક સારંગીવાળા અને એક તબલાંવાળા સાથે આ જુવાન નર્તકીને આવેલી જોઇ પટેલીઆઓ ચુપચુપ ભીંતને અઢેલી માથે ફાળીયાં બાંધી બેસી ગયા.

સારંગીવાળાએ સારંગીના તાર સરખા કર્યાં અને તબલાંવાળો હથોડી ઠોકતો હતો એટલામાં પાંચે ધીમે રહીને ધરમશીના કાનમાં કહ્યું:

" ધરમશી ! "

" હાં. પાંચા "

" માળો વેશ આવ્યો લાગે છે. "

" પણ આપણે ત્યાં ત્રાગાળા રાત્રે વેશ લાવે અને આંઈ ધોળે દિ વેશ આવતો લાગે છે. "

" એટલામાં તો નન્નીજાને સૂરાવલી છેડી. જૂદા જૂદા રાગ, જૂદી જૂદી રાગણી તાન અને પલ્ટા સાથે જામી. પણ આ પટેલી-આઓને તો એ ભેંસ આગળ ભાગવત જેવું હતું. નન્નીજાનને પાંચેમાંથી ન કોઈએ શાબાશી આપી કે ન તો એક પણ વખત વાહ કહ્યું.

આખરે નન્નીજાનને સમજાયું કે આ લોકો સંગીતમાં કંઈ સમજતા નથી એટલે બાદશાહના આ મહેમાનોને ખુશ કરવા એણે નૃત્ય આદર્યું.

પગનો ઠમકો થતાં ધરમશીએ પાંચાના કાનમાં મોઢું ઘર્યું.

" પાંચા ! "

" હાં ધરમશી ?"

" તણખીયો !"

" સાચી વાત."

" બાળી ભારી દુઃખી લાગે છે, હો !"

" એના પગમાં આપણી પાડીથી પણ વધારે તણખીયાનું જોર લાગે છે."

પાંચા અને ધરમશીએ નક્કી કરી લીધું કે ઢોરના પગમાં તણખીયાનું દરદ થાય છે એ આ વેશ કાઢનારના પગમાં પણ હોવું જોઇએ.

" પાંચા, મારો બાદશા ભારી પરક્ષા કરનારો માણસ લાગે છે કે આ પટેલીઆઓ તણખીયાનો કંઇ ઉપાય જાણે છે કે નહિ ?"

" અને એટલા ખાતર જ ધરમશી એણે આ વેશ કઢાવ્યો લાગે છે."

" ત્યારે પાંચા શું કરશું ?"

" આપણે ઇ બાદશાને બતાવીએ કે અમે તણખીયાની દવા બરાબર જાણીએ છીએ."

આ દરમ્યાન નર્તકીનું નૃત્ય જામ્યું હતું. અને પાંચાએ એના પગના જૂદા જૂદા ઠમકા તરફ મીટ માંડતાં ધરમશીને ઉતાવળે કહ્યું.

" ધરમશી !"

" હાં, પાંચા."

" ઉઠ ઉભો થા, તણખીયો આને બહુ દુઃખ આપે છે."

" શું કરશું ?"

" બીજું શું કરે ? આપણી પાડીને જેમ ડામ દઇએ છીએ એમ આને પણ ડામ દઇ દઇએ."

" પણ આ માનશે ?"

"પાડી ક્યાં માને છે ? છતાં એના સુખને ખાતર આપણે એને ડામ દઇએ છીએ તેમ આને પણ બે જણા પકડી રાખજો અને હું ડામ દઇશ."

"જા જા, ઓલા રસોડામાં ગોર મહારાજે ચૂલો ચેતાવ્યો છે. દોડ, તવીથો ધગાવીને લઈ આવ."

ધરમશી ઉતાવળે રસોડા તરફ દોડયો અને મહારાજને તવીથો ધગાવવાનું કહ્યું.

રસોઈઓ આમાં કંઇ સ્હમજ્યો નહિ એટલે એણે તવીથો શા માટે ધગાવવો છે એમ પૂછ્યું.

જવાબમાં ધરમશીએ એક જ શબ્દ કહ્યો:

"તણખીયો."

તણખીયામાં રસોઇઓ કંઇ સ્હમજ્યો નહિ પણ બાદશાહના મહેમાન સાથે ચર્ચા કરવાનું ઠીક ન લાગતાં એણે તવીથો ધગાવી આપ્યો.

તવીથો લાલચોળ થયો એટલે ધરમશી જ્યાં નર્તકી નાચતી હતી એ સ્થાને ઉતાવળે પગલે આવ્યો અને દૂરથી જ પાંચાને ઇશારત કરી.

પાંચો અને રૂડો ઉતાવળે ઉઠયા અને નન્નીજાન નૃત્ય કરતી હતી એની નજીક આવી એકજણે એનું બે હાથે જોરથી જડબું પકડયું, બીજાએ ઢોરને નીચું પાડે એવા જોરથી નન્નીજાનને નીચી પાડી.

"ધરમશી બે, હવે તણખીયાને ડામ દે."

અને આંખના પલકારામાં ધરમશીએ નન્નીજાનની ઘુંટી ઉપર ધગધગતો તવીથો ચાંપી દીધો.

થોડીવાર પગ તડફડાવી નન્નીજાન બેભાન થઇ ગઈ.

નન્નીજાનની આ દશા જોઇ સાજવાળા ભાગ્યા અને રખેને

જેવા નન્નીજાનના હાલ કર્યા તેવા હાલ પોતાના આ લોકો કરી નાંખે એ દહેશતે નન્નીજાનને બચાવવાનો કંઇ પણ પ્રયત્ન કર્યા વિના સીધા બાદશાહને મહેલે ફરિયાદે દોડયા.

નન્નીજાન બેભાન થતાં ધરમશીએ પાંચા સામે જોયું.

"પાંચા, તણખીયો બહુ ભારે હતો પણ ડામ દેતાં ટાંગા કેવા તરફડતા અટકી ગયા?"

"ધરમશી, બાદશા હવે જાણશે કે આપણે આ તણખીયાની દવા બરાબર જાણીએ છીએ."

"આપણી એણે પરક્ષા કરી અને આપણે એને ઉપાય ન બતાવીએ તો મુરખ કહેવાઇએ."

"પણ હવે આને આ તણખીયો કોઇ દિ દુઃખ જ નહિ દેય."

× × ×

નન્નીજાનને પટેલીઆઓએ ડામ દીધાની હકીકત જ્યારે બાદશાહે સાંભળી ત્યારે ગુસ્સે થવાને બદલે એ ખૂબ હસ્યો. નન્નીજાનને ઠીક થતાં એને આ ડામના બદલામાં સારૂં ઇનામ આપ્યું અને પટેલીઆઓને એને ગામ પાછા મોકલતાં હવે ફરી દિલ્હી ન આવવું પણ કંઈ કામકાજ હોય તો બાદશાહને નામે કાગળ લખવાની સૂચના કરી એમને વિદાય કીધા.

× × ×

પટેલીઆઓ ગયા પછી જ્યારે જ્યારે ગામડાના પટેલીઆઓને બોલાવવાની ફરી વાત થતી ત્યારે બાદશાહને પાંચાનો તણખીયો યાદ આવતાં એ હસી પડતો. એથી દિલ્હીના લોકસાહિત્યકારોએ સદીઓ સુધી આ તણખીયાની વાત યાદ રાખી.



# બીજ વર

"એ, સાંભળો છો કે?"

"કાં કેમ, બુમો કેમ મારે છે? જોતી નથી મારા ઓળખીતા અહીં કેટલા બધા છે? અને તું આ રીતે બુમો મારે છે એ સાંભળી લોકો મારી મશ્કરી કરશે"

"મશ્કરી શું કરવા કરે? હું ક્યાં પારકી ભાગેડી છું. બ્રાહ્મણને વચને ને સૂરજની શાખે ઢોલ શરણાઈ વચ્ચે માંડવામાં પરણીને આવી છું અને……"

"ઠીક ઠીક એ બધી વાતો ઘેર જઈને કરજે."

"પણ મારાથી આ બોજો હવે સહન થતો નથી આમાંથી એકાદ તો તમે લો"

"હવે બહુ છેટું નથી."

"પણ હું કંઈ થોડી મજુરણ છું?"

"એટલે તું શું કહેવા માગે છે! શું કોઈ રાજાની રાણીઆણી છો!"



આગળ આગળ હાથમાં છત્રી લઇને સહેજ અકડાઇમાં
ચાલતા મગનલાલે પોતાની વહુરાણી ;સામે જોયું.

" રાજાની રાણી કરતાં ય તને વધુ રાખીશ, વહુરાણી તરીકે તારે મારે ઘેર આવવાનું છે એવી એવી વાતો પરણવા આવ્યા ત્યારે કરતા એ બધું પરણ્યા પછી ખલાસ કે ? "

" તે મેં તારાપર એવો શો બોજો મૂકયો છે કે તું રસ્તામાં આવો બડબડાટ કરે છે ? "

" મારા માથાપરથી થોડો વખત આ પેટી તમારે માથે મૂકો એટલે તમને ખ્યાલ આવે કે આટલો ભાર ઉપાડનારની શી દશા થાય છે ! "

" ચૂપ રહે. ચુપચુપ ચાલી આવ "

" તમારે મને મારી નાખવી લાગે છે. "

સ્ટેશનથી ગામ દૂર હોવાથી રામુ હવે થાકી ગઇ હતી. ઠેઠ પ્લેટફોર્મ પરથી એ અરધે રસ્તે પહોંચી ત્યાં સુધી તો કંઇ બોલી નહિ પણ ગામ હજુ છેટું હતું એટલે એ પોતાના માથા પરનો બોજો વધુ વખત રાખી શકે તેમ ન્હોતું.

" એ...સાંભળો છો કે ? "

" કેમ ? " આગળ આગળ હાથમાં છત્રી લઇને સહેજ અકડાઈમાં ચાલતા મગનલાલે પોતાની વહુરાણી સામે જોયું.

" હવે હદ થઇ છે. આ બોજા સહિત મારાથી એક ડગલું પણ આગળ ચલાતું નથી "

માથાપર ટ્રંક, ટ્રંકપર પોટલું, કાંખમાં છોકરૂં અને હાથમાં પોટલુ એ બધાનું વજન વધી ગયું હોય એમ રામુ પોતાના પતિ સામે જોઇ રહી.

" બોજો સહન નહોતો થતો તો પછી પરણી શું કરવા ? " ચશ્માની પાછળ મગનલાલની આંખ્યો લાલ થઈ.

" પરણવા માટે ઉપાડે તમે આવ્યા'તા કે હું આવી'તી ? "

મગનલાલે મોઢું ફેરવી આગળ પગલાં માંડયાં.

"એ...આ ગગલાને તો લ્યો ?"

"માળી કોઈ મુરખ લાગે છે ? ધણીની આબરૂ કેવી છે એનો એને ખ્યાલ જ આવતો નથી." મગનલાલના હોઠ ફફડયા.

"પણ વજનથી માથું દબાઈ જાય છે એનું શું ?

"તારા કરતાં તો મજુરણો સારી કે આવી બે બે ત્રણ ત્રણ પેટી માથે ઉપાડીને હસતી રમતી ચાલી આવે"

"હવે ત્રીજી કોઇ મજુરણને પરણજો એટલે......"

"મોઢું બંધ કર !" મગનલાલ ઘૂરકયો.

"પણ આ ગગલાને લ્યો એટલે મારો હાથ તો છૂટો થાય."

"તદ્દન બેવકુફ છો."

"હું ઈન્સ્યુરન્સનો એજંટ છું. બધા લોકો મને ઓળખે અને તું મારી આબરૂના આજે કાંકરા કરવા બેઠી છે !?"

"પોતાના દીકરાને રસ્તામાં તેડવો એમાં તમારી આબરૂ કયાં વેચાઈ જવાની છે !?"

(૨)

મગનલાલને એની પહેલી સ્ત્રી મરી ગયા પછી કોઈ એના લવંગીયા મરચા જેવા તીખા સ્વભાવને લીધે બીજી સ્ત્રી આપતું ન્હોતું. રામુ પણ ન્હાનપણથી બહુ બોલકી—વધુ પડતી બોલકી હોવાથી એનું કયાંઇ ઠેકાણું પડતું ન્હોતું આખરે જસલો જોગી અને માલી મકવાણીની માફક એક ભૂદેવના પ્રયાસથી આ જોડું સંધાઇ ગયું. આઇને કોઇ આણે નહિ અને આતાને કોઈ આલે નહિ એવી સ્થિતિમાં મગનલાલ અને રામુ પરણ્યાં.

બીજવર સ્ત્રીથી જરા ડરતો રહે છે. રખેને એને કંઇ ઓછું

આવી જાય એ બીકે બીજવર જેવી કાળજી પહેલીવાર પરણેલા ભાગ્યે જ રાખે છે.

મગનલાલ બીજવર હોવાથી શરૂઆતમાં રામુને ખુશ રાખવા દરેક પ્રકારે પ્રયત્ન કરતો. એ એને માટે આંબળાનું તેલ, કંકુની શીશી, કાંસકી, સાડલો, પોલકું એમ રોજને રોજ કંઇ નવું નવું લાવે અને વહુરાણીના ચર્ણમાં અર્પણ કરે. વહુરાણીને રીઝવવા માટે મગનલાલ એટલું બધું માખણ લેતો કે જાણે રામુ એનો ભગવાન હોય અને એ એનો ભક્ત હોય એ રીતે નવી સ્ત્રી સાથે વર્તતો. રોજ બજારેથી આવે એટલે એના હાથમાં એકાદ પડીકું હોય જ. કોઇ દિવસ ગાંઠિયા તો કોઇ દિવસ દાલચીવડો, કોઈ દિવસ બરફી તો કોઈ દિવસ સુતરફેણી, એમ રોજને રોજ ઘેર આવે ત્યારે એ નવું નવું ખાવાનું લઈ આવતો. રસ્તામાં કોઈ મિત્ર મળે અને પૂછે કે પડીકું શેનું છે? તો એ તુરત હસીને જવાબ આપતો: "વહુરાણીને ધરવાની સામગ્રી છે."

"હું તમારી સાથે કોઈ દિવસ હવે મુસાફરીએ નહિ આવું."

"કાં શું થયું?"

"આ મારૂં માથું આખુંય ભાર ઉપાડીને ભારે થઇ ગયું. ગગલાને તેડવો, ટ્રંક ઉપાડવો પોટલાં ઉપાડવાં......"

"તું હમણાં થોડી થોડી વેવલી થઇ ગઇ છે!"

"વેવલી તમારી મા."

"કેમ ન્હાને મોઢે મોટી વાત કરે છે? તને ખબર છે કે તું કોની સાથે વાત કરે છે? હું ઇન્સ્યુરન્સ એજંટ છું મારા જેવા આબરૂદાર સાથે એની સ્ત્રીએ આબરૂમાં જ વાત...."

"આબરૂ હતી તો પરણવું તું કોઈ આબરૂદારને"

રામુની કમાન છટકતી જોઇ મગનલાલ થોડો ઠંડો પડયો.

"એમ બોલાય નહિ. કોઇ સાંભળશે તો...."

"સાંભળે તો શું થયું ? મારે કોઇના બાપની થોડી પરવા છે ?"

"પણ મારે તારી પરવા છે એનું શું ?" મગનલાલે હસવાનો ડોળ કર્યો.

"એમ હું રીઝી જાઉં એમ નથી. તમે વાત ફેરવીને સારૂં સારૂં બોલો, મીઠું મીઠું હસો એ બધું હવે હું પામી ગઇ છું. બધાય બીજ વર આવા જ હોય છે. ઓલી કંચનનો મનોરદાસ, ઉજમનો અંબાલાલ, હીરૂનો ધરમશી, એ બધાય બીજ વર પણ તમારા જેવા જ છે. વાત વાતમાં બાઇડીને પોરસાવે, મોટપ આપે, રીઝવે, ફોસલાવે, હસાવે, છોકરાંઓ જેવા થઈ જઈ એની આગળ ગલુડીયાં જેવા બની જાય એ બધું ય મેં જોયું છે. હું તો સૂરજ મારાજને રોજ હાથ જોડીને કહું છું કે સાત જન્મારા વાંઢીઉં ભલે રાખજો પણ બીજ વરની બાયડીનો અવતાર આપશોમાં !"

(૩)

"કાં મગનભાઈ ઘરમાં છે કે ?"

"કોણ ?"

"ઇ તો હું મનોરદાસ"

"આવો આવો બેસો." રસોડામાંથી પોતાના સાડલાને છેડે હાથ લૂંછતી લૂંછતી રામુ બહાર આવી.

"કાં છે કે ?"

"કેમ શું કામ છે ?

"કંચનનો વીમો ઉતરાવવો છે.

"કેમ કંચન બહેનની તબીયત તો ઠીક છે ના ?"

"એમ કેમ પૂછો છો ?"

"કાં, તમારે વીમો ઉતરાવવો છે ના ?"

" વીમો ઉતરાવવો હોય એની સાથે તબીયતને શું સંબંધ ?"

" કાં નહિ ? માણસ વીમો ઉતરાવ્યા પછી તુરત મરી જાય તો એના પૈસા વેલા મળે "

" કોણે કહ્યું ?"

" તમારા ભાઈ જ કહેતા હતા. "

" અરે એ એમ કહે ખરો ? એ પોતે વીમાનો એજંટ થઈને એવું બોલે નહિ."

" અરે એટલા માટે તો એણે મારા માથાપર ભારે ટ્રંક મૂકીને મને સ્ટેશનથી ઘર સુધી મજુરણ બનાવી. "

" એટલે ?" મનોરદાસને કંઈ ન સમજાયાથી એણે રામુ સામે મીટ માંડી.

" જાણો છો ને પૂછો છો ? "

" ભાભી, મારા સમ તમે શું કહો છો એ હું કંઈ સમજતો જ નથી. "

" ઈ તો કહેતા હતા કે તમે એને કહ્યું કે બાઈડીઓ પાસે મોટી ભારે ટ્રંકો ઉપડાવીએ તો વહેલી મરી જાય. અને એનો મોટો વીમો ઉતરાવ્યો હોય એટલે રૂપિયા દસ હજાર મળે એમાંથી ત્રીજી બાયડી કરી લેવી "

" ના ભાઈ, હું તો એમ કોઈ દિવસ બોલ્યો નથી. "

" જુઠું બોલોમાં. તમારા ભાઈએ મને આજે જ એ વાત કહી અને તમે કંચન બહેનનો વીમો પણ એટલા માટે જ ઉતરાવવા આવ્યા છો "

" અરે કંચન તો મારા ગળાનો હાર, જીવનની મીઠાશ, દિલની દેવી, હૃદયની હૃદયેશ્વરી, મનનો માળવો; એને હું મરી ગયેલી ઇચ્છું ખરો ? "

"તમે બધાય બીજ વર જુઠ્ઠા, પટુડા, બનાવટી બોલનારા...

"અરે અરે ભાભી એ શું બો...."

"એક બાઇડીનો ભાઇડો જે કંઇ કહે એ માનવા જેવું હોય પણ જે બીજ વર બન્યો એ માણસ પછી વિશ્વાસ રાખવા લાયક રહેતો નથી"

"ભાભી, આ તો તમે મારા પર ખોટો આક્ષેપ મૂકો છો."

"ના, ના—

બીજ વરના બોલ
બોલે બોલે પોલ

એ વાતનો મને હવે અનુભવ થઈ ગયો છે"

× × ×

"મગનભાઈ મારી નવી ભાભીએ તો મને ઉધડો લીધો. તેં એવી તે શી કચુંબર કરી કે બીજ વર ઉપર એણે આક્ષેપોનો ટોપલો ઠાલવ્યો"

"કંઈ નહિ એ તો મારી સામે એણે હીટલરપદ ધારણ કર્યું એટલે એને શાંત રાખવા મેં તારે નામે બાયડીઓના વીમા ઉતરાવવાનાં ઉઠાં ભણાવ્યાં"

"એમ કરવાનું કંઈ કારણ ?"

"કારણ શું હોય ? એક તો બીજી વખતનાં પરણેતર માંડમાંડ મળ્યાં, તેમાંય થયાં પુત્રવતી એટલે એની પછી વાત શી કરવી ? સ્ટેશનેથી ઘેર આવતાં બાઈ સાહેબને ટ્રંક ઉપાડવો પડયો એટલે રડયાં, કુટયાં, દિલગીર થયાં, ગુસ્સે થયાં. દયામણું મોં કર્યું, ચંડિકા બન્યાં એ બધી જાતનાં પહોર પહોરનાં દર્શન કરી હું કંટાળ્યો એટલે પછી મેં ઉપાડી આ વીમાની વાત. અને ઉમેર્યું કે બીજ વરે બીજી બાયડીને મારી નાખવા એના પર ખૂબ બોજો ઉપડાવવો એટલે એ વહેલી મરી જાય એવું તેં કહ્યું છે"

"ભલા માણુસ, પણ તમારા ધણી ધણીયાણીના ઘર કજીયામાં મારૂં નામ આપી મને કાં ઉઘડો લેવરાવ્યો ? તમે તો બેય એકાદ બે દિવસ આમ ચડભડી પાછાં એકનાંએક થઈ પ્રિયતમ પ્રિયતમા બની જશો અને મારો એકડો તો સદાનો બાદ થઈ જાય એનો કંઈ વિચાર ન આવ્યો ?"

× × ×

જ્યારે જ્યારે આજે મનોરદાસ મગનલાલને ઘેર આવે છે ત્યારે રામુ મોટે અવાજે એને એ જ શબ્દો સંભળાવે છે.

"કાં, બાઇડીનો વીમો ઉતરાવી, એની પાસે ભારે ટ્રંકો ઉપડાવી, એને મારી નાખી, કયારે બીજ વર મટી ત્રીજ વર બનો છો ?"

જવાબમાં મગનલાલે શીખવ્યા મુજબ મનોરદાસ જવાબ આપે છે કે: "બીજ વર તો બાયડીના ભગત હોય, એટલે બીજ વરની બાયડી ભગવાનની માફક લાડકી બની ફાવે એમ બોલી શકે છે."



# પ્રોફેસરની પ્રોફેસર !

"જડુ, શું કરૂં કે તું ગરીબ બ્રાહ્મણનો દીકરો છે એટલે જવા દઉં છું બાકી આજ પછી આવી મશ્કરી કરી છે તો કોલેજમાંથી પાણીચું આપીશ—સમજ્યો ?"

"પણ મેં કર્યું શું ?" જડુ રંગમાં પીંછી બોળતો બોળતો ઉભો થયો.

"આ તારૂં ચિત્ર જ કહી બતાવે છે કે તેં શું કર્યું છે."

"ચિત્રકલા શીખું છું એટલે મારા શરૂઆતના ચિત્રમાં કાંઈ ભૂલ હોય તો આપે સુધારવી જોઈએ એને બદલે આપ તો જાણે વિસુવિયસ ફાટયો હોય તેમ લાવા ફેલાવી રહ્યા છો."

"ચૂપ રહે, ન્હાને મોઢે મોટી વાત શોભતી નથી. હજુ ભાઈને પુરા લીટા દોરતાં તો આવડતા નથી એટલામાં ચિત્રકાર થઈ ગયા !"

"પણ પ્રોફેસર સાહેબ..."

"ચુપ રહે—પ્રોફેસર પડયા પનવેલની ખાડીમાં."

"પણુ સાહેબ..."

" સાહેબ સિધાવ્યા સાન્તાક્રુઝના દરિયામાં ! "

" પણ મહેરબાન... "

" કહું છું ના કે મહેરબાન મર્યો મકાખાડીમાં ! મારે તારી સાથે વાત નથી કરવી "

કરૂણાશંકરે પી. સી. સી. ની ડીગ્રી પ્રાપ્ત કરી એ વખતે મિત્રોએ દાલચીવડાની પાર્ટી આપી એની ફતેહ ઇચ્છવાનો મેળાવડો કર્યો. મેળાવડામાં ભાષણો થયાં. સહુએ ભાષણો પછી તીખો તમતમતો લીંબુના રસથી રંગાયલો વડોદરાનો દાલચીવડો ઉડાવ્યો, ચા પાણી પીધાં અને પાર્ટીની પૂર્ણાહુતિ થઈ.

કરૂણાશંકર માનતો હતો કે પાર્ટીમાં આવનાર દરેક પોતાનું એક એક લાઈફ પેન્ટીંગ કરાવશે એટલે તડાકો ઠીક પડશે પણ પાર્ટીમાં આવનાર કોઈએ ત્રીસ દિવસ સુધી આ કરૂણાશંકર પી. સી. સી. સ્હામે નજર સરખી પણ ન કરી.

કરૂણાશંકરનાં પત્નિ હતાં જોરાવર. શરીરમાં જોરાવર, વાણીમાં જોરાવર, કાર્યમાં જોરાવર. જ્યારે કરૂણાશંકર દરેક બાબતમાં નબળો હતો. શરીરમાં નબળો, વિચારમાં નબળો, કાર્યમાં નબળો. બેસી ગયેલાં ડાચાં ઉપર જ્યારે એ ચશ્મા ચડાવતો ત્યારે અબલા ઘાંચીના ચાર દિવસની ભૂખથી સુકાઈ ગયેલા ઘાણીમાં જોડેલા બળદ જેવો એ લાગતો.

કરૂણાશંકર માંડમાંડ મેટ્રીક પાસ થઈ પ્રીવીયસમાં આવ્યો પણ એનું મગજ બહુ નબળું હતું. એક ભલા પ્રોફેસરે એને ખાનગીમાં સુચના આપી કે: " કરૂણાશંકર તમે ધંધે લાગી જાઓ તો સારૂં." કરૂણાશંકર કોલેજમાં આવ્યો અને પ્રોફેસરોને કામ કરતા જોયા એટલે એને એમ થયું કે પાસ થઈને જો પ્રોફેસર થઈ જવાય તો બેડો પાર. પ્રોફેસરને થોડા કલાક કામ કરવું, રજાનો પાર નહિ, નબળું શરીર હોય તો પણ વાંધો નહિ, અને વળી કહેવાય પ્રોફેસર સાહેબ એટલે

એણે પેલા સુચના આપનાર પ્રોફેસરને કહ્યું કે: " મારે તો સાહેબ પ્રોફેસર થવું છે. " પેલા પ્રોફેસર એની સ્હામે હસ્યા અને ફરીવાર સમજાવ્યો કે આ અરધાં ડાચાં બેસી ગયાં છે એ આખાંય બેસી જશે તોય તમે એમ. એ. સુધી નહિ પહોંચી શકો. માટે પ્રોફેસર થવાનો વિચાર છોડી દો. '' પણ કરૂણાશંકરને તો પ્રોફેસર થવાની લગની લાગી હતી એટલે એણે તો પ્રીવીયસ કલાસમાં પગથીયાં ઘસ્યે રાખ્યાં. શરીરે નબળા અને બુદ્ધિમાં અક્કલહિણા આ ડાચાં બેસેલ વિદ્યાર્થીની પેલા પ્રોફેસરને દયા આવી એટલે એણે ફરીવાર એને સમજાવ્યો અને ચિત્રકલાના એક ખાનગી કલાસમાં જઈ ચિત્રકલાનું શિક્ષણ લેવાની સુચના આપી.

ત્રણ વર્ષનો એ ચિત્રકલાનો કોર્સ કરૂણાશંકરે માંડમાંડ પુરો કર્યો અને પી. સી. સી –એટલે પ્રોફેસર ઓફ ચિત્રકલાની ડીગ્રી મેળવી.

કોઈપણ રીતે પ્રોફેસર કહેવરાવવાની ધૂન કરૂણાશંકરમાં મજબુત રીતે જામી હતી. મુંબાઈ ગામ, ભાડું મોંઘું, અનાજ મોંઘું, રહેણી-કરણી મોંઘી એટલે બેઠાબેઠ કરૂણાશંકરનું કયાં સુધી નભે આખરે પેલા પ્રોફેસરની ફરીવાર સલાહ લેવા કરૂણાશંકર ગયો. પ્રોફેસરે ચિત્રકલાની કોલેજ કાઢવાનું કહ્યું. કરૂણાશંકરે એ સૂચન ઝીલી લીધું. એક ઓરડો ભાડે લઈ એમાં એણે ચિત્રકલા શિખવવાની કોલેજ શરૂ કરી. કોલેજ નીચે ટીંગાતાં પોતાના મોટા પાટીયામાં પ્રોફેસર કરૂણાશંકર મફતશંકર ભૂદેવ પી. સી.સી., એ મોટા અક્ષરો વાંચતાં એના સુકાઇ ગયેલા ડાચામાં લોહી જરા વધારે ઝડપથી વહેતું.

મુંબાઇ એ ગરીબોનો, બેકારોનો, બીન આવડતવાળાઓનો, નબળાઓનો અને મુર્ખાઓનો માળવો હોવાથી થોડા વખતમાં આ પ્રો. કરૂણાશંકરની કોલેજમાં સાત વિદ્યાર્થીઓ ચિત્રકલા શીખવા જોડાયા. એ વિદ્યાર્થીઓમાં જદુ કરીને એક તોફાની વિદ્યાર્થી હતો. એને કંઇપણ શીખવા કરતાં તોફાન કરવાનું વધારે ગમતું. બીજા

વિદ્યાર્થીઓ જ્યારે તોફાને ચડતા ત્યારે હોળીનું નાળીયેર આ જદુ-ભાઈ બનતા. જદુ તોફાની હતો પણ સાથે સાથે કામઢો હતો એટલે પ્રોફેસર સાહેબના ઘરની શાકભાજી અને પરચુરણ ચીજો રોજ દાઉદજીની ગલીમાંથી લાવી પ્રોફેસરને ઘેર આપી આવતો.

પ્રોફેસરનાં પત્નીને વાત વાતમાં છીંકાઈ પડવાની ટેવ હતી એ જદુ જાણતો હતો. જુના વિચારની ક્રોધ નક્ષત્રમાં જન્મેલી એ પ્રોફેસર પત્ની ઘરમાં ઠાકરપુજા રાખતી. એના ઠાકોરજીને ધરવા માટે સાકર લાવવાનું જદુને ચાર દિવસથી કહ્યું હતું પણ જદુ એને છીંકાવવા માટે ' ભૂલી ગયો છું કાલે લાવીશ ' એમ કહીને પતાવતો.

પાંચમે દિવસે પણ ઠાકોરજી પરસાદ વિનાના રહ્યા એટલે પ્રોફે-સરનાં પત્નીના મગજનું એંજીન વધુ પડતું ગરમ થયું હતું.

પ્રોફેસર જમવા બેઠા હતા પ્રોફેસર પત્ની ગરમ ગરમ રોટલી ઉતારતાં હતાં. એટલામાં જમતાં જમતાં પ્રોફેસરે બૂમ પાડી.

" અરે રે દાળમાં મરચાં કેટલાં બધાં નાંખ્યાં છે ! "

" વઘાર માટે એક મરચાથી વધુ નાંખ્યું હોય તો મારા હાથ ભાંગે. "

" અરે મોઢું બળી ગયું, આખી જીભમાં સુસવાટી આવી ગઈ, થોડી સાકર લાવ સાકર."

" સાકર કયાંથી લાવે ? ઓલા જદુડાએ મુઆએ પાંચ પાંચ દિવસથી મારા ઠાકોરજીને ભૂખ્યા......"

" મર્યો તારો ઠાકોરજી. જીવતા માણસની જીભ બળી જાય છે અને આને પિતળના ઠાકોરજીની પડી છે ! "

જદુ આ વખતે રસોડા બહાર સાકર લઈને ઉભો હતો એણે આ ઝપાઝપી સાંભળવામાં મોજ આવશે એમ ધારી મૌન સેવ્યું અને ખુરશી નીચે સંતાઈ રસોડામાં થતી હિલચાલ જોયા કરી.



કડછી કપાળમાં પડશે એ વિચારે એણે પોતાનો જમણો હાથ કપાળ આડો ધર્યો.

" શું કહ્યું ?" વાઘણ ઉછળે એમ પ્રોફેસરની પત્ની ઉછળી.

" સાકર લાવ સાકર."

" પણ ઠાકોરજીનું તમે શું કહ્યું ?"

" અરે મારી જીભ સળગી ઉઠી છે અને તને પિતળના ઠાકોરજી......"

'પિતળના ઠાકોરજી'એ શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા અને રસોડામાંથી કડછી લઇને પ્રોફેસર સાહેબનાં પત્ની દોડયાં.

" મારા ઠાકોરજીનું અપમાન ! ! "

પત્નીનું હિડંબા જેવું સ્વરૂપ જોઇને પ્રોફેસર કરૂણાશંકરનું મોઢું ફાટયું રહ્યું. કડછી કપાળમાં પડશે એ વિચારે એણે પોતાનો જમણો હાથ કપાળ આડો ધર્યો.

" બોલો જોઇએ ફરીથી ?" કડછી ઉગામી પ્રોફેસરની પત્નીએ રાડ પાડી.

" અરે કોઇ જોશે તો... "

" મારા ઠાકોરજીને પિતળના કહેનાર તમે કોણ ? તમે પ્રોફેસર છો તો હું પ્રોફેસરની પણ પ્રોફેસર છું, સ્હમજ્યા ? આજ પછી બોલશો તો જોવા જેવી થશે."

જદુએ આ પ્રસંગનો પેન્સીલ સ્કેચ ખુરશી નીચે બેઠાં બેઠાં ઝડપથી ઉતારી લીધો.

પોતાના સહાધ્યાયીઓને એ સ્કેચ બતાવ્યો અને સહુમાં કુદરતે મૂકેલી રમુજ ઉછળી. એક જણે એ પેન્સીલ સ્કેચપરથી મોટી સાઇઝનું ચિત્ર બનાવ્યું અને આજે પ્રો. કરૂણાશંકર આવે એ પહેલાં એની ખુરશીપર ગોઠવી રાખ્યું. ચિત્રપર મોટા અક્ષરે 'પ્રોફેસરની પ્રોફેસર' એવા મરોડદાર અક્ષરોનું એક લેબલ લાગ્યું હતું.

કરૂણાશંકર ઘેરથી પોતાના ચિત્રકલા વર્ગમાં આવ્યો અને ટેબલ આગળ જતાં જ એણે એ ચિત્ર જોયું.

ચિત્ર જોતાં પહેલાં તો એ પોતે હસી પડયો. પછી સહેજ ગંભીર બન્યો. પછી વધુ ગંભીર બન્યો અને એણે જદુને ધમકાવ્યો.

આજે પ્રો. કરૂણાશંકર આખો દિવસ અસ્વસ્થ રહ્યો. સ્હાંજે એ અસ્વસ્થતા મટાડવા ચોપાટીપર એ ફરવા ગયો અને એક બાંકડાપર બેસી આંખો બંધ કરી હવા ખાતો હતો ત્યાં છાપું વેંચતા ફેરીયાની બુમ સંભળાઇઃ "પ્રોફેસરની પ્રોફેસર" હવા હવાને ઠેકાણે રહી અને એણે છાપું વેચતા એ છોકરાને બોલાવ્યો.

"શું છે?"

"સાહેબ, 'પ્રોફેસરની પ્રોફેસર'ની સચિત્ર વાર્તા વાંચવા જેવી છે. કેમ આપું?"

ફેરીયાની બોલવાની કળાથી એક ટોળું ત્યાં એકઠું થઈ ગયું અને ચપોચપ નકલો ઉપડવા મંડી. ખીસામાંથી એક આનો આપી છાપું ખરીદી, પોતાનાં ચશ્માં અને ટાઈ સરખાં કરી, કરૂણાશંકરે એ છાપાનાં પાનાં ધ્રુજતે હાથે ઉતાવળે ઉઘાડયાં. મોટા અક્ષરે છપાયલી પ્રોફેસરની પ્રોફેસર અને સાથેનું પેલું ચિત્ર જોઈ ચોપાટીની ઠંડી હવામાં પણ પ્રોફેસરના મગજની ગરમી વધી ગઈ.

છાપાવાળા પર ફરિયાદ માંડવાના વિચારમાં એ ઘેર ગયો ત્યાં એના જૂના પ્રોફેસર પોતાની ગાડીમાં બેઠા બેઠા એની રાહ જોતા હતા.

"કરૂણાશંકર, તમે ગજબ કરી. આ તમારૂં પોતાનું આવું ચિત્ર કોણે દોર્યું?"

"સાહેબ, એક તોફાની વિદ્યાર્થી......"

"એ જે હોય તે, પણ એક કામ કરો."

"શું?"

"તમારી એ ચિત્રકલાની કોલેજનું સ્થળ આજને આજ બદલાવી નાખો!"

"કેમ સાહેબ?"

"મુંબઇનું ટીખળી મંડળ હવે તમને નિરાંતે જંપવા નહિ દે."

× × ×

થયું પણ તેમજ. બીજે દિવસે સવારે પ્રો. કરુણાશંકરની ચિત્રકલાની કોલેજ આગળ ભીડ જામી. એ ભીડમાં હું ઉભો હતો એટલામાં પાછળથી એક મિત્રે મારા ખભાપર હાથ મૂક્યો.

"કાં દાલચીવડા સાહેબ, 'પ્રોફેસરની પ્રોફેસર'નું ચિત્ર જોયું?"



# મુંબાઇનો મહેમાન

"એ હાલચીવડા સાહેબ, કાળે પાણીએ જાવું કબુલ છે પણ મુંબાઇનો મહેમાન તો હવે આ જન્મારામાં કોઈ દિ નહિ થાઉં"

"પણ એવું તે શું થયું કે તમને મુંબાઇ આટલું બધું ખાટું, કડવું, અને તીખું લાગ્યું ?"

"અરે ન પૂછો વાત. મારા સાહેબ, કોણ જાણે કેવે ચોઘડીયે ચતુરદાસની વાત મારે ગળે ઉતરી અને મેં એ નરકાપુરી જવાની હા કહી"

"પ્રભાશંકરભાઈ, મુંબાઇ જેવી મહાન નગરીને નરકાપુરી તરીકે તમે ગણો એ બરાબર નથી"

"ખરૂં કહું છું. જે માણસે બધાંય પૂણ્ય ગુમાવી દીધાં હોય એ ગામડાની મીઠાશ ગુમાવી આવા અવગતીયા શહેરનો વતની બને છે."

"પણ મુંબાઇ જેવી નગરી પર તમને આટલો બધો રોષ શાથી આવ્યો એ સમજાતું નથી."

"વાત પૂછોમાં, મુંબાઇના મહેમાન થનારની દુર્ગતિની સીમા જ નથી."

"પ્રભાશંકરભાઈ, તમારી થોડી ભૂલ થતી લાગે છે અથવા તો મુંબાઇની સારી બાજુ તમે જોઇ લાગતી નથી."

"અમાસમાં અજવાળાની આશા રાખવા જનારની જેવી સ્થિતિ થાય એવી સ્થિતિ મારી થઇ છે."

"મુંબાઇમાં તમારા કહેવા મુજબ અમાસનાં અંધારાં હશે પણ સાથે સાથે પૂર્ણિમાનાં તેજ પણ મુંબાઇને આંગણે પ્રકાશે છે"

"કોણ જાણે. મને તો એકેય ચાંદરણું દેખાયું નહિ પછી પૂનમના ચાંદલિયાની વાત કયાં કરવી ?!"

( ૨ )

પ્રભાશંકરે દેવગામમાં પાંત્રીસેક દીવાળીઓ વિતાવી એ વખતે મુંબઇમાં રહેતો એનો માશીનો દીકરો ચતુરદાસ એને આગ્રહ કરી મુંબાઇ તેડી ગયો.

પહેલેજ દિવસે પ્રભાશંકરને મુંબઇ સાથે બારમો ચંદ્રમા જામ્યો.

સવારના મેલમાં ઉતરી એ ચતુરદાસ સાથે હનુમાનગલીમાં એની ઓરડીએ આવ્યો. ઓરડીનો અરધો ભાગ ચોકડી અને ખાળે રોકયો હતો બાકીના અરધા ભાગમાં ઘરવખરીનો સામાન હતો.

ઓરડીમાં પગ મૂકતાં ચતુરદાસની વહુ ચોકડીમાં લાજ કાઢી વાંસોવાળી બેઠી અને ચતુરદાસે પ્રભાશંકરનું પોટલું એક ખૂણામાં મૂકયું.

"પધારો ભાઈ, આ આપણી ઓરડી. કેમ ફાવશે ના ?"

જુની હનુમાનગલીની ગટરની ગંધમાં, નાકનાં નસ્કોરાં ઘડી ઘડી પંપાળતો પ્રભાશંકર ચાલીમાં પડેલા બાંકડા પર બેઠો.

ગામડાંનું ફળિયું, ડેલી અને ઉંચી ઓશરીવાળું ઘર ક્યાં અને આ માળાઓ ક્યાં! એણે ચાલીમાં ઉભા ઉભા ચતુરદાસ સામે જોયું.

"ચતુર, આ માળાઓ કબુતરો માટે બંધાયા હોવા જોઈએ?"

"એમ કેમ કહો છો?"

"આ એની ભીંત જો પાડી નાખીએ તો આ બધી ઓરડીઓ મને તો કબુતરખાના જેવી લાગે છે"

"ભાઈ, આનુ ભાડું તમને ખબર છે?"

"કેટલું છે?"

"પાંત્રીસ રૂપિયા."

પાંત્રીસ રૂપિયામાં તો એક કુટુંબ ગામડામાં લ્હેરથી ખાય, પીએ અને મજા કરે એ વિચાર આવતાં, દુઃખમાં પ્રભાશંકરે માથું હલાવ્યું.

"ચતુર, મારે જંગલ જવું છે."

તુરત જ ચતુરે શૌચિયો પાણીથી ભર્યો.

"ચાલો"

"ક્યાં?"

"સંડાસમાં."

"અરે ભલા ભાઈ મારે તો જંગલ જવું છે."

"ભાઈ અહીં જંગલ બંગલ કેવાં? અહીં તો આ પાયખાનું છે એને જ જંગલ સમજવું"

કચવાતે દિલે પ્રભાશંકરે પાયખાનામાં પ્રવેશ કર્યો. માથું ફરી જાય એવી ગંધમાં એને અત્યારે જીવતું દોજખ દેખાયું.

પાયખાનામાં પગ મૂકયો એટલામાં તો બીજા ભાડુતે આવી સાંકળ ખખડાવી.

થોડીવાર થઇ એટલામાં ફરીવાર બારણું ધકેલાયાં.

પ્રભાશંકર તુરત પાયખાના બહાર નીકળી ગયો.

"ચતુર, અત્યારે કોઇ ગાડી છે ખરી ?"

"કેમ ?"

"મારે દેવગામ જવું છે."

"હજી તો ભાઇ હાલ્યા આવો છો અને પાછા જવાની કાં વાત કરો ?"

"શું કરૂં, આ જંગલ જવાનું દુઃખ હું કોઇ પણ રીતે વેઠી શકું તેમ નથી ?"

"કાં, શું થયું ?"

"ઉપર વારાફરતી માણુસો ઉભાં હોય, સાંકળ ખખડાવતાં હોય, બારણાં ધકેલતાં હોય, ખોંખારા ખાતાં હોય એવી સ્થિતિમાં મારૂં તો મોત થાય. તમે બધાં કેમ જીવો છો એ હું સમજતો નથી !"

( ૩ )

ચતુરદાસે માંડમાંડ સમજાવી પ્રભાશંકરને રોકયો. નળે નાહી ચતુરદાસ ને પ્રભાશંકર જમ્યા. જમીને દેવગામમાં પ્રભાશંકરને વામકુક્ષી કરવાની ટેવ હતી એટલે એને બગાસાં આવવાં શરૂ થયાં.

"કાં ભાઇ ચાલશું ના ?"

"કયાં ?"

"કોટમાં"

"કેમ ?"

" મારી નોકરી કોટમાં છે. તમે મારી સાથે ચાલો એટલે આજે કોટ બતાવી દઉં."

ઓરડીમાં વહુ એકલી હતી. વહુને લાજ કાઢવી પડે તેમ હતું એટલે પ્રભાશંકર ચતુરદાસ સાથે કોટમાં જવા કચવાતા દિલે તૈયાર થયો.

હનુમાન ગલીના નાકા આગળ ટ્રામમાં બેસવા ચતુરદાસ પ્રભાશંકર સહિત ટ્રામની વાટ જોતો ઉભો રહ્યો.

" ચતુર, લોકોને પિશાબ કરવો હોય તો શું કરે ?"

" જો સ્હામે જ મુતરડી છે. તમારે જવું છે ?"

" જરા જઈ આવું, વળી પાછું તમારા કોટમાં મારા જેવાને મુંઝવણુ થશે."

પ્રભાશંકર મુતરડીમાંથી પાછો નીકળ્યો તેટલામાં ટ્રામ આવી.

ચતુરે પગ ઉપાડવા સુચના કરી અને એ ટ્રામમાં ચડયો પણ પ્રભાશંકર ટ્રામ પાસે પહોંચે એ પહેલાં તો કડંકટરે ઘંટડી મારી ને ટ્રામ ઉપડી.

ટ્રામ ગતીમાં આગળ વધી અને પ્રભાશંકર એની પાછળ દોડયો.

" એ ઉભી રાખ, ઉભી રાખ—મારે આવવું છે."

હાથમાં છત્રી સહિત દોડતા પ્રભાશંકરના માથા પરથી પાઘડી ઉડી ગઈ. રસ્તે ચાલતા લોકો આ દ્રષ્ય હસતાં હસતાં જોઇ રહ્યા. ટ્રામ કડંકટર પણ હસી પડયો: અને બૂમ પાડી.

" મત દોડો—ખડી નહિ રહેગી."

" અરે ખડી રાખ ખડી રાખ! ચતુરદાસ, ઉભી રખાવ!"

પણ ટ્રામ એમ શેની ઉભી રહે. ટ્રામ તો જ્યાં ઉભી રહેવાની હતી ત્યાં ઉભી રહી. ચતુરદાસ ટ્રામમાંથી ઉતરી પ્રભાશંકરને લેવા



“ અરે ખડી રાખ ! ખડી રાખ... ”

પાછો વળ્યો.

હાંફતો હાંફતો પ્રભાશંકર ફુટપાથપર બેસી ગયો.

"કાં ભાઇ ?"

"શું ભાઈ! કપાળ? આ ટરામે તો જોડા ફાડી નાંખ્યા."

(૪)

કોટમાં ચતુરદાસ ઓફીસના કામમાં ગુંથાયો અને પ્રભાશંકરે ભટની ચાની ઓરડીમાં ઝોકાં ખાતાં માંડ માંડ સાંજ પાડી.

"કાં ચાલવું છે ના ?"

"કયાં ?"

"ઘેર"

"તો તો બહુ સારૂં—હું તો અહીં પુરાઈને મુંઝાઈ ગયો."

"તમારી મુંઝવણ હું ટાળી દઉં—ચાલો આપણે સીનેમામાં જઈએ"

રસ્તામાં સીનેમાનું થીએટર આવતાં ચતુરદાસ પ્રભાશંકરને સીનેમા જોવા લઈ ગયો.

સીનેમા શરૂ થયો, દીવા ઠર્યા અને ચતુરદાસ અને પ્રભાશંકરની આગલી લાઇનમાં બેઠેલા એક જુવાને પોતાની સાથે બેઠેલ યુવતીના ગળામાં હાથ નાખ્યો.

"ચતુર, ઉભો થા, મારે આ ભવાડા નથી જોવા."

"અરે ભાઈ......"

"ભાઈ બાઈ કંઈ નહિ, આવાં બેશરમ લોકો વચ્ચે મારે......"

"અરે ભાઈ......"

"તારે બેસવું હોય તો બેસ, હું તો આ હાલ્યો." હાથમાં છત્રી લઇ પ્રભાશંકર ઉઠયો. ચતુરદાસ પણ ઉઠયો અને એ બન્ને ઘેર આવ્યા.

વાળુ કરી ચતુરદાસે પ્રભાશંકરની પથારી ચાલીમાં કરી.

દુર્ગંધ, ઉકળાટ, અને ગરબડ વચ્ચે પ્રભાશંકર પથારીમાં પડયો પણ પડોશમાં મોટા અવાજવાળો રેડીઓ ચાલુ થયો.

"ચતુર, આ લફરૂં શું છે ? મારા તો કાનને હવે સાંભળી સાંભળીને ઊલટી આવે છે."

"ભાઈ, હમણાં બંધ થઇ જશે."

ચતુરદાસે પ્રભાશંકરને સમજાવીને પથારીમાં બેસાડચો.

પ્રભાશંકરે મહામહેનતે નિદ્રાદેવીને પોતાની કરી.

રાતના બેના ટકોરા થયા અને ચતુરદાસની ઓરડીનાં બારણા ઠોકાયાં.

"કાં ભાઈ ?"

"ચતુર, ઉઠ મને ઠેસણ ભેગો કર. મારાથી અહીં નહિ સુવાય."

"કાં શું થયું ?"

"દસ જણા વારાફરતી મારા પગ કચરી સંડાસમાં ગયા. આના કરતાં તો મોત સારૂં !"

"ભાઇ હવે કોઈ નહિ આવે."

"ના ના ચતુર. તું અત્યારે જ મને રેલગાડીએ પહોંચાડ."

માંડ માંડ સવાર પડયું અને પ્રભાશંકરેઃ "હવે મુંબાઇનો મહેમાન થાય એ મુંબાઈનો જ દીકરો" એ શબ્દો સહિત મુંબાઈ છોડયું.

